# ગાંધીકાવ્યસંગ્રહ

: સંપાદકો :

ઝીણાભાઇ દેસાઇ

ઉમાશંકર જોષી

: કવર ડીઝાઇન :

ગોવર્ધન પાંચાલ

: પ્રકાશક :

વિદ્યાર્થી-પંચાયત, શ્રી ગોકળીબાઇ હાઇસ્કૂલ, વીલેપાર્લે

કવિતા (૨૧૦)

: પ્રથમ આવૃત્તિ :

ફેબ્રુઆરી ૧૯૪૩

રૂ.




પ્રકાશક: વીલેપારલેની શ્રી. ગોકળીબાઈ પૂનમચંદ પીતામ્બર હાઇસ્કૂલની
વિદ્યાર્થી-પંચાયત વતી શ્રી. ઉમાશંકર જોષીએ પ્રસિદ્ધ કર્યું.

મુદ્રક: જાદવજી પીતાંબર ઠક્કર, આનંદ પ્રિન્ટિંગ વર્કસ,
દેવકરણ મેન્શન, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

# નિવેદન

શ્રી ગોકળીબાઇ હાઇસ્કૂલની વિદ્યાર્થી-પંચાયતના ૧૯૩૭-૩૮ ના ઠરાવ નં. ૪૦ અનુસાર આ પુસ્તક પ્રસિદ્ધ થાય છે તેની નોંધ લેતાં અમને આનંદ થાય છે. પ્રસ્તુત ઠરાવ નીચે મુજબ છે:

"ઠરાવવામાં આવે છે કે તા. ૧-૨-૩ ઓક્ટોબર ૧૯૩૭ ના દિવસો ગાંધી-જયન્તી તરીકે ઉજવવા આચાર્યશ્રીને વિનતિ કરવી, અને સદરહુ ઉત્સવની ઉજવણી અર્થે નીચે દર્શાવેલી પ્રવૃત્તિઓમાંથી શક્ય હોય તેટલી પંચાયતે હાથ ધરવી:

(૧) પૂ. ગાંધીજીનાં જીવન ઉપર નિષ્ણાતોનાં ભાષણ.

(૨) પૂ. ગાંધીજીનાં અને પૂ. ગાંધીજી સંબંધી પુસ્તકો, લખાણો, વગેરેનો સંગ્રહ અને તેમનાં ચિત્રો, છબીઓ, મૂર્તિઓ, વગેરેનો સંગ્રહ કરી ગાંધી-સાહિત્ય-કલા-પ્રદર્શનની યોજના.

(૩) પૂ. ગાંધીજીની જીવન-પ્રવૃત્તિનાં ભિન્ન ભિન્ન અંગ ઉપાંગો દર્શાવતા નકશા, સાહિત્ય, વગેરેનો સંગ્રહ.

(૪) પૂ. ગાંધીજીનાં લખાણોમાંથી ચૂંટી કાઢેલા ભાગોના મુખપાઠ ઇત્યાદિ.

(૫) રંગોળી-પ્રદર્શન.

(૬) પૂ. ગાંધીજીને લગતાં ગૂજરાતી કાવ્યોનો સંગ્રહ કરી શક્ય હોય તો તેને છપાવી બહાર પાડવાની યોજના; અને જો તેમ ન થઇ શકે તો એવાં કાવ્યોનો હસ્તલિખિત સુશોભિત સંગ્રહ તે દિવસે બહાર પડે એવી યોજના.

(૭) ઉત્સવને અનુરૂપ એવું રસદર્શન, રમત-ગમતો, ઇત્યાદિ.

વધુમાં ઠરાવવામાં આવે છે કે સદરહુ ઉત્સવને સાર્વજનિક સ્વરૂપ આપી શકાય એ હેતુથી વાલીઓ અને અન્ય નાગરિકોને નિમંત્રણ આપવું.

આ ઠરાવની છઠ્ઠી વિગત જ્યારે નક્કી થઈ ત્યારે અમને ઓછી આશા હતી કે કાવ્યસંગ્રહ છપાવીને અમે બહાર પાડી શકીશું. પરંતુ અચાનક એક બ્હેન શનિવાર, તા. ૧૮-૯-૩૭ એ શાળાના પ્રાર્થનાસંમેલનમાં આવ્યાં, અને તેમને આ યોજનાની ખબર પડતાં આર્થિક પ્રશ્નને અંગેજ જો એ યોજના પડતી મૂકવી પડતી હોય તો તેમ ન કરતાં નિશ્ચિંત બની અમારે એ કાર્ય હાથમાં લેવું એમ તેઓએ જણાવતાં અમારા આનંદનો પાર ન રહ્યો. તે જ દિવસે વર્તમાનપત્રોમાં એને અંગેની જાહેરાત કરી. એક બે દિવસ અનુકૂળ પ્રેસ શોધવામાં ગયા. તા. ૨૧-૯-૩૭ એ આનન્દ પ્રીન્ટીંગ પ્રેસમાં મેટર છપાવા ગયું. અને તા. ૨૮-૯-૩૭ એ ચોપડી આખી છપાઇ તૈયાર થઇ. જે અસાધારણ ત્વરાથી આ કાર્ય થયું છે તે ધ્યાનમાં લેતાં એમાંની છાપ-ભૂલો ક્ષમ્ય લેખાશે એવી અમારી આશા છે.

અમારી વિનતિ સ્વીકારી ગૂજરાતના અને બૃહદ્ ગુજરાતના લગભગ ૨૫૦ થી ૩૦૦ નાના મોટા, જાણીતા અજાણ્યા એવા મિત્રોએ પોતાના કાવ્યો તરત જ મોકલ્યાં હતાં તે બદલ તે સૌના પ્રતિ ઊંડી કૃતજ્ઞતાની લાગણી અમે વ્યક્ત કરીએ છીએ. અમને સાત દિવસનો જે ટુંકો સમય મળ્યો હતો તેમાં છપાઇ શકે એટલા કાવ્યોનો અમે સંગ્રહમાં સમાસ કર્યો છે. અમને પૂરતો સમય મળ્યો હોત તો સંગ્રહનું કદ કદાચ આથી ત્રણગણું થાત. એટલે જે કાવ્યો આમાં નથી લઇ શકાયાં તે

- અનંત પટવા

માટે તેના લેખકો અમારી મર્યાદા ધ્યાનમાં લઇ અમને માફ કરશે એવી આશા રાખીએ છીએ.

અન્તમાં જે લેખકોનાં કાવ્યો વડે આ સંગ્રહ બની શક્યો તે સહુ લેખકોનો અમે આભાર માનીએ છીએ. અમારા સન્માન્ય શિક્ષકો અને અમારા અનેક સહાધ્યાયી ભાઇ બ્હેનોમાંથી, જ્યાં પ્રત્યેક અમને શક્ય તેટલી મદદ કરી છે ત્યાં વ્યક્તિ વિશેષનો કેવી રીતે આભાર માની શકીએ ? આ સંગ્રહમાં છપાએલાં કાવ્યોની નકલ બે ત્રણ દિવસમાં થઇ છે એ ખ્યાલમાં રહે તો કેટલા હાથો એ માટે રોકાયા હશે તેની કલ્પના આવી શકશે. અમારી શાળાના સંચાલકોના સાથ, સહાનુભૂતિ, પ્રેરણા વિના આ સંગ્રહ ભાગ્યેજ સંભવી શકત. પણ તેમનાં તો અમારી ઉપર અનેક ઋણ છે ત્યાં આ વિશિષ્ટ ઋણનો જાહેર સ્વીકાર કરી બીજાં ઋણને ગૌણ બનાવવા અમે નથી ઇચ્છતા. આનન્દ પ્રીન્ટીંગ પ્રેસના સંચાલકનો જે ત્વરાથી એમણે કામ કર્યું છે તે બદલ આભાર ન માનીએ તો આ આભારદર્શન અપૂર્ણ જ રહે. અને જેમની પ્રેરણા અને પ્રોત્સાહનને લીધે આ પ્રકાશન શક્ય બન્યું તે પૂજ્ય બ્હેનનો ? તે વ્યક્ત કરવા અમે શબ્દો નહિ શોધીએ–એટલે તત્સંબંધી મૌન જ સેવીશું.

આશા છે કે વડીલો અમારી આ પ્રવૃત્તિને સહાનુભૂતિપૂર્વક જોઇ અમને એ દિશામાં વિશેષ માગદર્શન કરાવશે.

વીલેપારલે, ૨૮–૯–૩૭

મહેશ મહેતા
મહામંત્રી
વિદ્યાર્થી પંચાયત
શ્રી. ગોકળીબાઇ હાઇસ્કૂલ

# સંપાદકીય

ગૂજરાતી કાવ્યસાહિત્યમાં આ પ્રકારના સંગ્રહનો ઉમેરો કરતાં સહજ ક્ષોભ થાય છે. પણ ગાંધીજીને વિષે આપણી ભાષામાં એટલાં બધાં કાવ્ય, ગીત, ભજન, રાસ, ગરબી, મુક્તક, ધૂન, જોડકણાં વગેરે લખાયાં છે કે અજાવ્યાપી બબ્બે આંદોલનોનાં મહામંથન શમ્યા પછી આજે યે આપણે એનાં ગીતનવનીત નહિ ઉતારી લઈએ તો કદાચ ગાંધીજીના સમકાલીન ગાયકોને એમને વિષે શી શી ઊર્મિઓ હતી એની નોંધ સચવાઈ રહેવી અશક્ય જેવી થઈ પડે.

પ્રશસ્તિકાવ્યની ઉત્તમ કવિતાપ્રકારમાં ગણના થતી નથી. પણ આ સંગ્રહમાં ગાંધીજીની પ્રશસ્તિ ઉપરાંત, એમના જીવનને લગતા છતાં એમના જ નહિ પણ સારી પ્રજાના જીવનના ગણાઈ ચૂકેલા ઐતિહાસિક પ્રસંગોમાંથી પ્રેરાયલી કૃતિઓ પણ સદ્‌ભાગ્યે સારા પ્રમાણમાં છે. એક જ પ્રસંગ જૂદાજૂદા કવિઓની દૃષ્ટિએ કેટલો ઐતિહાસિક કે આધ્યાત્મિક મૂલ્યવાળો છે એ જોવાનું પણ શક્ય બન્યું છે.

ઐતિહાસિક ઘટનાઓનું તાત્વિક અન્વેષણ કે રસાત્મક નિરૂપણ સમકાલીનોને હાથે યથાર્થ થાય એ સર્વથા અસંભવિત નહિ તોયે દુષ્કર તો છે જ. હિમાલયની તળેટીએ ઊભેલો માણસ હિમાલયની ઊંચાઈ માપવા અસમર્થ નીવડે તો એ સમજી શકાય એવું છે. ગાંધીજીના જીવનના ઐતિહાસિક ગણાતા પ્રસંગોનું કાવ્ય અને તારતમ્ય તો સમય જ યથાક્રમે દર્શાવશે. આ સંગ્રહમાંથી તો ૧૯૧૩ થી ૧૯૩૭ એટલે કે ગાંધીજીના જીવનની અગત્યની એક પચીસીને ગૂજરાતી કવિઓએ કેમ સમજવા પ્રયત્ન કર્યો છે એટલું સ્ફુટ થશે તો બસ.

—અનંત પટવા

કવિતા (૨૧૦)

સાથે સાથે આ સંગ્રહનો એક બીજી દૃષ્ટિએ પણ ઉપયોગ થશે એવી આશા છે. ક્યાં સર્વને સુવિદિત એવું ગાંધીજીનું વિરાટ જીવનકાવ્ય અને ક્યાં આપણું ભાષામઢ્યું આ અલ્પ કાવ્ય? ક્યાં પ્રજાના પ્રબુદ્ધ પ્રાણનો કાવ્યનદ અને ક્યાં આપણું શબ્દઝરણું? આ અસંગતિનાં કારણો આપણા પ્રજામાનસની અને ભાષાપ્રવૃત્તિની મર્યાદાઓમાં જિજ્ઞાસુને મળશે. એ મર્યાદાઓ વિચારવાનું અને શક્ય તેટલા વેગથી વટાવી જવાનું અદમ્ય સૂચન આવા સંગ્રહમાંથી જાગે તો યે ઓછું નથી.

ટૂંક સમયમાં પણ અમને મહાગૂજરાતના અનેક કવિઓએ પોતપોતાની કૃતિઓ પહોંચાડી એટલે જ આ ગાંધી જયંતીના પ્રસંગ ઉપર જ સંગ્રહ બહાર પાડી શકાય છે. તે તે કવિઓનો અમે હૃદયપૂર્વક આભાર માનીએ છીએ. મળી શકી તેટલી બધી જ સારી વસ્તુઓનો સંગ્રહમાં સમાવેશ કરવા પ્રયત્ન કર્યો છે. છતાં કોઈ સારી કૃતિ રહી ગઈ હોય તો દરગુજર ચાહીએ છીએ.

ગાંધીજીનું ગૂજરાત આ ગાંધીકાવ્યસંગ્રહને અપનાવી લેશે એવી આશા છે.

વિલેપારલે
ગાંધીસપ્તાહ ૧૯૯૨.

જીણાભાઈ દેસાઈ
ઉમાશંકર જોષી

# અનુક્રમ



- અનંત પટવા

કવિતા (૨૧૦)

- અનંત પટવા

કવિતા (૨૧૦)

# મહાત્મા ગાંધીને ચરણે

( ગાંધીજીની પચાસમી વર્ષગાંઠને મંગલદિને: રવિવાર, તા. ૨૧-૯-૧૯ )

: ખંડ હરિગીત :

૧

ગાંધર્વ આવો ગગનના!
સૂર તમ સુરસદનના
સ્નેહે ભર્યા,
સત્યે ઠર્યા,
ઘો આજ મોંઘા કવનના!
આવો, ગવૈયા સ્વર્ગના સુરસાજમાં,
આવો અમારા સત્યસ્નેહસમાજમાં!
ખગ સર્વ મધુકંઠી મળો!
મધુર લહરીઓ ભળો!
પાછા ફરો પડછંદ સામ અવાજમાં!
સંગીતદેવી! કાવ્યદેવી! સર્વ આજે આવજો!
અહીં અમર મોહનગાન સહુ સાથે મળી ગવડાવજો!

૨

મોંઘો અમૂલ્ય પ્રસંગ આ,
છે અતુલ્ય ઉમંગ આ;
પ્રિય હૃદયના
સુરવિજયના

મોંઘા અમારા રંગ આ:
એ રંગમાં ક્યમ એકલા અહીં મ્હાલીએ?
આ લોક ને પરલોક સાથ ઉજાળીએ:
શિર જેનું અડતું સ્વર્ગને
ધારતું રવિભર્ગને,
ના ભૂલતું તે આ ધરા પણ ભાળીએ:
એ આત્મનો ઉત્સવ ઉજવવા, સુરજનો! પૃથ્વીજનો!
આવો બધા, અહીં ગાંઠીએ નવપ્રેમગાંઠ પતીજનો!

૩

એ ગાંઠનારો કો હશે?
જગ બધી જે મોહશે
સદ્‌વચનથી,
સન્મથનથી
જે આંસુ જનનાં લોહશે?
જેને જડીબુટ્ટી મળી કલ્યાણની,
જેણે ઘડી પૂરી મહત્તા પ્રાણની,
વનવન વિશે જે આથડ્યો,
અસુર શું નિર્ભય લડ્યો,
સત્યેજ જડતો વાત જે નિર્માણની:
માનવહૃદયના રોગને ઝટ પારખી દે સાર તે,
એવાં વસાણાં રાખનારો ગાંધી એક જ ભારતે!

- અનંત પટવા

૪

ક્યાં શુદ્ધિ જોઇ ધર્મની,
મન, વચન ને કર્મની?
ભારત! ખરે
જુગજુગ ધરે
મોટાઇ એ તુજ મર્મની!
રાખ્યું હરિશ્ચંદ્રે અમોલું સત્ય જે,
ટેકી અડગ પ્રહલાદ કેરું કૃત્ય જે,
ભારતતણા ઇતિહાસમાં
છે રહ્યું ચિરવાસમાં,
એ સત્યની જુગજુગ બતાવી ગત્ય જે:
તે ના રહે ઢંકાઇ અહીં અજ્ઞાન કેરી આંધીએ;
કળિયુગ વિશે એ સત્ય તો રાખ્યું મહાત્મા ગાંધીએ!

૫

વ્યાપ્યો અધર્મ બધે ઘણો
કારમો માયાતણો,
આ દેશમાં
મન કલેશમાં
ચાલ્યાં વિનાશી ઘર્ષણો:
દીસે હરાયાં તીર્થ કેરાં તેજ હા,
ના આજ ગંગાસ્નાન તારે સ્હેજ હા,
ના પેટભર ભોજન મળે,
બાળ ભૂખ્યાં ટળવળે,

છે મેઘ સૂકાયા બધે ગગને જ હા!
એ સત્ય ખૂટ્યું ત્યાં બધે ખૂટે જ સુખનાં સાધનો,
એ સત્યને સ્થાપે ફરી આ વીરલો ગુજરાતનો!

૬

એ વીર આજ વધાવીએ,
સ્નેહ પુષ્પો લાવીએ.
નવજીવને
નવઉરધને
એ સત્ય આત્મ સમાવીએ,
જેણે ન જાણી કોઇ દિન પણ ક્રૂરતા;
જેની અખંડ જણાય યૌવનશૂરતા;
જેના મહાસંયમથકી,
ધર્મમય ઉદ્યમથકી,
નિજ શત્રુને પણ સ્નેહપિંજર પૂરતા;
જે કર સર્યા મણુકા વિરલ એ ભવ્ય જીવનમાળના,
તે અમ શિરે તપજો સદા! ન પ્રહાર લાગો કાળના!

૭

મોહન! અમારા વીર એ!
સાધુ, દાના; પીર એ!
સુકુમારતા
ઉર ધારતા

- અનંત પટવા

અલમસ્ત મીર ફકીર એ !
મોહન! તમારી પ્રાણમોહન બંસરી!
મોહન! તમારી સત્ત્વદોહન બંસરી!
સહુ મોહને ભૂલાવતી,
રસ અખંડ જમાવતી,
મોહન! તમારી બ્રહ્મસોહન બંસરી!
વાજો અખંડ પ્રવાહથી સહુ સ્થિર થઇ સુણીએ અમે:
એ રસ ટપકતા શબ્દ ઝીલી આત્મમાં ધુણીએ અમે!

૮

વીરા! લળે ઉર કેમ ના,
આ મહોત્સવ હેમના
ભારત વિશે
પળપળ દિસે:
લ્યો નમન આ અમ પ્રેમનાં!
વીરા! તમારૂં તેજ હૃદય જગાડજો!
અમ જીવને તમ સત્યબીજ ઉગાડજો!
અમ કુંજ લીલો થાય આ,
ભારતે રસ છાય આ,
ગંગા ફરી દેવત્વભર વહેવાડજો!
તમ જ્યોતથી અહીં ક્રોડ જળજો જ્યોત સત્ય સમાધિની!
ભારત વિશે ઘરઘર થજો જય જય મહાત્મા ગાંધીની!

ખબરદાર.

# અંતરની આહ

[ ગોળમેજી પરિષદમાં જતાં અટકયા ત્યારે ]

મને સાગરપાર બોલાવી ઓ બ્રિટન !
આદરમાનભર્યાં દઇ ઇજન,
બાંધવતા કેરાં બાંધીને બંધન,
આખર આજ મતિ બગડી :
રૂડી શ્વેત ધજા રગદોળી રહી ?
અયિ ! અમૃત ચોઘડિયાં ગડિયાં
ત્યારે કેમ હળાહળ ઘોળી રહી ?

મારા કોલ પળાવવા કારણીએ
ખાંડયા ખેડૂતોને મેં તો ખાંડણીએ
એનાં ધાન લીધાં કણીએ કણીએ.
'ખપી જાઓ વીરા મારા, નેકીને ખાતર !'
એમ ઘૂમ્યો વિનવી વિનવી
ત્યારે વાહ સુજાન ! ઇમાનદારી કેરી
વાત તારે તો નવી ને નવી !

હું 'સુલેહ ! સુલેહ ! સુલેહ !' રટયો;
નવ નેકીને પંથેથી લેશ હટયો
દિલે તારેથી તોય ન દંશ મટયો !
તું 'ડરાવ ! દબાવ ! રીબાવ !' વિના
બીજો દાવ એકે ય શીખી જ નથી !

- અનંત પટવા

કવિતા (૨૧૦)

તું ને શું કહું માનવની જનની!
વશ થાય પશુ પણ વ્હાલપથી.

મારા ખેડુને માર: મને તંહી મ્હેફિલ!
આંહી ગોળીબાર: ત્યાં કૂજે કોકિલ!
આંહી કાળાં કાળાગાર: ત્યાં મંજિલ!

ખૂબ થયાં અપમાન, મળ્યાં વિષપાન,
હવે મને રોકીશ ના!
મારાં સ્થાન માતાકેરી ઝુંપડીએ
મને મ્હેફીલમાં ઘેલી! ગોતીશ ના!
અહીં છે, અહીં છે, સુગતિ અહીં છે;
નથી ત્યાં, નથી ત્યાં, બીજે ક્યાં, અહીં છે;
પ્યારી મા-ભૂમિની ધરતી મહીં છે.

એને શોધીશ ના દિલ! સાગર પાળની
તેજભરી તકરાર વિષે,
એનો રાખીશ ના ઇતબાર હવે
બીજીવાર કો'કોલકરાર વિષે!
વળી જાઓ રે વ્હાણ વિદેશ તણાં!
મારે હૈયે તો કોડ હતા યે ઘણા
મારી સૃષ્ટિના સંત સમાગમના.

મારે હોંશ તો ખાસ હતી મારા ખૂનના
પ્યાસી જનોના મિલાપતણી,
મારે હામ હતી ભૂખ્યા સિંહોને-બોડમાં
પેસીને પીઠ પંપાળવાની,

મહાસિંધુની ઓ લહરી લહરી!
તમે બિન્દુએ બિન્દુની જીભ કરી
કહેજો સારા વિશ્વને તીર ફરી—
જગે બાંધવતા કેરા વૈરીજનોને ન
ગાંધીનું પ્રેમ પ્રયાણુ ગમ્યું,
દારૂગોળાના વારસદારને નગ્ન
ફકીરનું નેત્ર સુધા ન ગમ્યું.

મેઘાણી.

- અનંત પટવા

કવિતા (૨૧૦)

# છેલ્લો કટોરો

[ગોળમેજી પરિષદમાં જતી વેળાએ]

છેલ્લો કટોરો ઝેરનો આ: પી જજો બાપુ!
સાગર પીનારા! અંજલિ નવ ઢોળજો બાપુ!
અણખૂટ વિશ્વાસે વહ્યું જીવન તમારું:
ધૂર્તો દગલબાજો થકી પળિયું પનારું:
શત્રુ તણે ખોળે ઢળી સુખથી સુનારું:
ખા આખરી ઓશિકડે શિર સોંપવું, બાપુ!
કાપે ભલે ગર્દન: રિપુ મન માપવું, બાપુ!

સુરઅસુરના આ નવયુગી ઉદધિ-વલોણે
શી છે ગતાગમ રત્નના કામી જનોને?
તું વિના શંભુ! કોણ પીશે ઝેર દોણે?
ા લગી ગળવા ગરલ ઝટ જાઓ રે બાપુ!
સૌમ્ય રૌદ્ર! કરાલ-કોમલ! જાઓ રે બાપુ!

કહેશે જગત: જોગી તણા શું જોગ ખૂટ્યા?
દરિયા ગયા શોષાઈ? શું ઘન નીર ખૂટ્યાં?
શું આભ-સૂરજ ચંદ્રમાનાં તેલ ખૂટ્યાં?
દેખી અમારાં દુ:ખ નવ અટકી જજો, બાપુ!
સહિયું ઘણું, સહિશું વધુ: નવ થડકજો બાપુ!

ચાબૂક, જપ્તી, દંડ, ડંડા મારના,
જીવતાં કબ્રસ્તાન કારાગારનાં,
થોડા ઘણા છંટકાવ ગોળીબારના,
એ તો બધાં ય ઝરી ગયાં કોઠે પડ્યાં, બાપુ!
ફૂલ સમાં અમ હૈડાં તમે લોઢે ઘડ્યાં બાપુ!
શું થયું, ત્યાંથી ઢીંગલું લાવો ન લાવો:
બોસા દઈશું, ભલે ખાલી હાથ આવો!
રોપશું તારે કંઠ રસબસતી ભુજાઓ.
દુનિયા તણે મોંયે જરી જઈ આવજે બાપુ!
હમદર્દિના સંદેશડા દઈ આવજે બાપુ!
જગ મારશે મેણાં ન આવ્યો આત્મજ્ઞાની!
નાવ્યો ગુમાની પોલ પોતાની પિછાની!
જગપ્રેમી જોયો! દાઝ દુનિયાની ન જાણી!
આજાર માનવ–જાત આકુલ થઈ રહી, બાપુ!
તારી તબીબી કાજ એ તલખી રહી, બાપુ!
જા બાપ! માતા આખલાને નાથવાને,
જા વિશ્વહત્યા ઉપર જળ છાંટવાને,
જા સાત સાગર પાર સેતુ બાંધવાને,
ઘનઘોર વનની વાટને અજવાળતો, બાપુ!
વિકરાળ કેસરિયાળને પંપાળતો, બાપુ!
ચાલ્યો જજે! તુજ ભોમિયો ભગવાન છે, બાપુ!
છેલ્લો કટોરો ઝેરનો પી આવજે, બાપુ!

મેઘાણી

– અનંત પટવા

# માતા તારો બેટડો આવે!

[ ગોળમેજી પરિષદમાંથી પાછા વળતી વેળાએ ]

માતા! તારો બેટડો આવે,
'આશાહીન એકલો આવે.'

જો જો! મારો બેટડો આવે,
સંદેશાઓ બેપિયા લાવે.

જવાલામુખી એને કાળજે રે એની આંખમાં અમૃતધાર;
એવો કોઇ માનવી આવે,
ભેળાં કાળનોતરાં લાવે—માતા૦

સુતો રે હોય તો જાગજે સાયર! ઘેર આવે પ્રાણાધાર;
હૈયે તારે બાંધ હિંડોળા,
ઓભી મારો ખાય એ ઝોલા—માતા૦

ધૂળરોળાણા એ મુખ માથે, વીરા, છાંટજે શીતળ છોળ;
પ્રેમેથી પાહુલિયા ધોજે!
આછે આછે વાયરે લ્હોજે—માતા૦

તારા જેવાં એના આતમાનાં ગેબી હિમ અગાધ ઊંડાણ;
ત્યાંયે આજે આગ લાગી છે,
ધુંવાધાર તોપ દાગી છે—માતા૦

સાત સિંધુ તમે સામટા રે! એની ઓલવાશે નહિ ઝાળ;
ઠાલાં નવ ઢોળશો પાણી!
ના ના એની વેદના નાની—માતા૦

કોટકોટાન હુતાશ જલે તારા હૈયાની માંહી એ આભ!
એવી ક્રોડ આપદા ધીકે
છાની એની છાતડી નીચે—માતા૦

માનતાં'તાં કુડાં માનવી રે, એને ફોસલાવી લેવો સેલ!
પારધીનાં પિંજરાં ખાલી,
હંસો મારો નીકળ્યો હાલી—માતા૦

ઘોર અંધારી એ રાતમાં રે બીજાં બાળ ઘોરાણાં તમામ
આઠે પ્હોર જાગતી આંખે
બેઠો તું તો દીવડે ઝાંખે—માતા૦

બૂડયા બૂડયા બીજે બેલડા રે માયામોહ કેરે પારાવાર;
વ્હાલા! તું તો પોયણું નાનું
ઉભું એક અણુભિંજાણું—માતા૦

પોતાના પ્રાણુપિપાસુના તેં તો ખોળલે ખેલાવ્યાં બાળ;
ચૂમી ચૂમી છાતીએ ચાંપ્યાં
બંધુતાના બોલડા આપ્યા—માતા૦

- અનંત પટવા

કવિતા (૨૧૦)

રોમે રોમે તારે દાંત ભીંસી ઝેરી કરડ્યા કાળુડા નાગ;
ડંખે ડંખે દૂધની ધારા
રેલી તારા દેહથી, પ્યારા—માતા૦

ચીર પાંચાળીનાં ખેંચવામાં નો'તા પાંડવોએ દીધા હાથ;
આજે અધિકાઇ મેં દેખી
બેટાઓએ માતને પીંખી—માતા૦

એકલો તું આડ હાથ દેતો ઊભો દોખિયાંને દરબાર
તારી એ અતાગ સબૂરી
શોષી લીધી વેરીએ પૂરી—માતા૦

કૂડ પીધાં, હીણુમાન પીધાં, પીધાં ઘોળી દગાવાળાં દધ,
કકડતાં તેલ તેં પીધાં
ગાળી ગાળી લોહ પણ પીધાં—માતા૦

ગોપવીને છાના ઘાવ કલેજાના, રાખજે ખૂબ ખામોશ!
વાવાઝોડાં કાળના વાશે
તે દિ' તારી વાટ જોવાશે—માતા૦

કંપશે સાત પાતાળ આભે જાતાં ઝીંકશે સાયર લોઢ,
ખંડ ખંડ ખોળશે લાવા,
ભૂકમ્પોના ગાજશે પાવા—માતા૦

'ધાઓ ધાઓ ધેનુપાળ!' એવો તે હિ ઊઠશે રે હાહાકાર,
શામળા ને સાંઢ માતેલા
ડુંગે ડુંગે ભાગશે ભેળા—માતા૦

ભાઇ વિદેશીડા! વિનવું રે એને રોકશો મા ઝાઝીવાર,
બેઠી હું તો દીવડો બાળું
ક્યારે એના ગાલ પંપાળું—માતા૦

તારી કમાઇ ગુમાઇનો રે મારે માગવો નો'ય હિસાબ,
વ્હાલા! તારે ખાકની ઝોળી,
માતા કરે મન અમોલી—માતા૦

- અનંત પટવા

કવિતા (૨૧૦)

# છેલ્લી સલામ

[ પહેલા અનશનવ્રતના પ્રસાદ વખતે ]

[ ઢાળઃ—" ભૂલ્યો રે ભૂલ્યો રે રાજા સત રે ગોપીચંદણ
પિયા ! પરદેશે ન જાનાં હો જી ।
એ રે સેજડિયે અમને નીંદરા ન આવે ને,
મારે મન રાજ ન ભાવે હો જી ! " એ ભજનનો. ]

સો સો રે સલામું મારાં ભાંડુડાંને કે'જો રે,
ઝાઝેરા જુહાર જગને દેજો હો જી !
મળાયું ન તેને સહુને માફામાફ કે'જો ને
રુદિયામાં રાખી અમને રે'જો હો જી.

ટીપે ટીપે શોણિત મારાં તોળી તોળી આપું તોયે,
પુરાં જેનાં પ્રાછત કદિ યે જડશે ન જી,
એવાં પાપદાવાનલમાં જળે છે જનેતા મારી,
દિલડાના ડુંગર સળગ્યા–ઠરશે ન જી !
—સો સો રે સલામું૦

* કીધાં ખાખ ખાંડવવનને પાંડુ તણા પુત્રે તે દિ'
નિરદોષી નાગાં લાખો ભુંજાણાં હો જી,

* અર્જુને ખાંડવવન સળગાવીને સર્પોને નહિ પણ નાગ નામની અનાર્ય માનવજાતિને ભસ્મીભૂત કરી હતી : કેવળ એ આદિનિવાસીઓનો પ્રદેશ પચાવી પાડવા સારુજ.

આહુનાં નિવાસી એ તો આ રે આર્ય ભોમ કેરાં,
પૂર્વજ માહુરાને પાપે ઓરાણાં હો જી.
—સો સો રે સલામું૦

† રઘુપતિ રામ મારા રુદાનો વિસામો એણે
ઋષિઓને વચને ખાધેલ ખોટયું હો જી,
પ્રભુનામ ભજતો એણે પારાધી સંહારિયો રે,
એનું ઘોર પાતક આજે ઉમટયું હો જી!
—સો સો રે સલામું૦

છેધાં, બાળ્યાં, ગારદ કીધાં પૃથ્વીના પેટમાં ને,
અસૂરો કહીને કાઢ્યાં વનવાસ જી;
જીવતાંને કાજે જૂદી નરકું બંધાવિયું ને
સદાના નરાધમ રાખ્યાં દાસી દાસ જી!
—સો સો રે સલામું૦

‡ સમર્થોની સત્તા સંતો, ધૂતારાની ધૂતણબાજી.
કુડિયા ગુરુની કૈં કૈં કરામાત જી;
એની તો વણાવી ધીંગી ધરમધજાઓ ને
ભાંડુ કેરે રગતે રંગી ભલી ભાત જી!
—સો સો રે સલામું૦

---

† બ્રાહ્મણે આવીને રામચંદ્ર પાસે પોકાર કર્યો કે શમ્બુક નામના એક શૂદ્રે તપશ્ચર્યા માંડી છે તે કારણે મારો પુત્ર મૃત્યુ પામે છે। તે પરથી રામચંદ્રે એ તપસ્વીનો શિરચ્છેદ કર્યો હતો.

‡ આ બધા જુલમો ધર્મને નામે થઇ રહેલ છે એ ભાવાર્થ.

---

- અનંત પટવા

કવિતા (૨૧૦)

એવી એવી ઝડીઓ મારાં સહોદરો ઝીલતાં ને,
ધરમધ્વજ કેરે ક્યારે સીંચાણા હો જી;
રુદામાં શમાવી સરવે રુદનપિયાલા વાલાં
હરિ કેરા રથડા હેઠળ પિલાણાં હો જી.
—સો સો રે સલામું૦

રથના સારથિડા સુણજો સાધુ ને શું સાંઈ સરવે !
કડાકા કરે છે રથની ધરીઓ હો જી.
જુવો જુવો જુગનો ભૈરવ ઉભો વાટ ખાળી આજે,
ભીતર તો નિહાળો, હરિ કયાં પળિયો હો જી.
—સો સો રે સલામું૦

જુગનો મહારાજા આજે મહાકાળ જાગિયો ને,
ધરમ કેરાં ધારણુ કાંટા માંડે હો જી :
* સતને ત્રાજવડે મારાં કલેજાં ચડાવિયાં મેં,
શીશ તો નમાવ્યું શાસનદંડે હો જી.
—સો સો રે સલામું૦

હરિ કેરાં તેડાં અમને—આવી છે વધામણી રે,
દલિતોને ઉત્સવ હાકલ પડી છે હો જી.
હસતાં મુખડાંની અમને વિદાયું દિયો રે વહાલાં !
રખે કોઇ રોકે નયણાં રડીને હો જી !
—સો સો રે સલામું૦

મેઘાણી.

* મહાત્માજીના શબ્દો 'I have laid down my life in the scales of justice'.

# ત્રિમૂર્તિ

: શિખરિણી :

## બુદ્ધ

ધરી આજન્મેથી પ્રણયરસદીક્ષા તડફતું
હતું જે સંતાપે જગત દુખિયું, ક્લિન્ન રડતું,
લઈ ગોદે ભાર્યું હૃદયરસની હૂંફ મહીં ને,
વદ્યા : 'શાંતિ, વ્હાલાં, રુદન નહિ બુટ્ટી દુઃખતણી.'

અને બુટ્ટી લેવા વનઉપવનો ખૂંદી વળિયા,
તપશ્ચર્યા કીધી, ગુરુચરણ સેવ્યા, વ્યરથ સૌ
નિહાળી, આત્મામાં કરણ સહુ સંકેલી ઉતર્યા,
મહા યુદ્ધે જીતી વિષય, લઈ બુટ્ટી નિકળીઆ.

પ્રબોધ્યા ધૈર્યે તે વિરલ સુખમંત્રો, જગતને
નિવાર્યું હિંસાથી, કુટિલ વ્યવહારે સરળતા
અસારી, સૃષ્ટિના અઘઉદધિ ચૂસ્યા મુખથકી,
જગત્ આત્મૌપમ્યે ભરતી બહવી ગંગકરુણા.

પ્રભો ! તારા મંત્રો પ્રગટ બનતા જે યુગયુગે,
અહિંસાકેરો આ પ્રથમ પ્રગટ્યો મંત્ર જગતે.

## ઇશુ

મહા રૌદ્રે સ્વાર્થે જગત ગરક્યું'તું, બલતણા
મદે ઘેલા લોકો નિરબળ દરિદ્રો કચડતા,

- અનંત પટવા

કવિતા (૨૧૦)

વિસારી હૈયાથી પ્રભુ, જગત સર્વસ્વ ગણતા,
પ્રતિ સ્થાને સ્થાને બસ નરકલીલા જ પ્રગટી.

અહો, તેવે ટાણે વચન વદતો માર્દવતણાં,
ડુબેલાંને દુઃખે સુખ મિલન દુઃખે જ કથતો,
દરિદ્રે ઊગાડી પ્રબળ વચને વૃક્ષ બળનાં,
અમીકૂપી લેઇ જગપર ભમ્યો બાળ પ્રભુનો.

ડગ્યાં જુલ્મી તખ્તો, બળમદ ભર્યા તાજ સરક્યા,
નમેલો એ આત્મા પ્રબળ રિપુ દુર્દમ્ય બનિયો,
ભભૂક્યો ક્રોધાગ્નિ પ્રભુવિમુખનો ઝાળ ઝબકી,
તહીં તેં હોમાઇ જગત દુઃખનો હોમ કરિયો.

સરી ત્યાં જે શાંતિ સરિત બલિદાને ઉભરતી,
કૃપાસ્નાને એના જગત ધખતું શીતળ થયું.

## ગાંધી

પટે પૃથ્વી કેરે ઉદય યુગ પામ્યો બળ તણો,
ભર્યાં વિદ્યુત, વાયુ, સ્થળ, જળ સુધીમાં જગજને,
શિકારો ખેલ્યા ત્યાં મદભર જનો નિર્બળતણા,
રચ્યાં ત્યાં ઉંચેરાં જનરુધિરરંગ્યા ભવન કૈં.

ધરા ત્રાસી, છાઇ મલિન દુઃખછાયા જગ પરે,
બન્યાં ગાંધી રૂપે પ્રગટ ધરતીનાં રુદન સૌ,
વહેતી એ ધારા ખઠકરણના કાતિલ પથે,
પ્રગલ્ભા અંતે થૈ સુદિત સરલા વાચ પ્રગટી.

હણો ના પાપીને, દ્વિગુણ બનશે પાપ જગનાં,
લડો પાપો સામે અડગ દિલના ગુપ્ત બળથી;
પ્રભુ સાક્ષી ધારી હૃદયભવને, શાંત મનડે,
પ્રતિદ્વેષીકેરું હિત ચહી લડો, પાપ મટશે.

અહો, તેં બી વાવ્યાં જગ પ્રણયનાં ભૂમિ ઉદરે,
ફળ્યાં આજે વૃક્ષો, મરણપથ શું પાપ પળતું!

સપ્ટેમ્બર: ૧૯૩૦.

સુન્દરમ્

કુડ ને કપટ જગમાં વાધ્યાં, પાખંડપંથ ફેલાય
શોણિત છાંટણે ભોમકા ભીની સત્યના શ્વાસ રૂંધાય
અર્પે કોણ જગને શાતા?
બેલી એક બાપુ થાતા!

તનસુખ ભટ્ટ

- અનંત પટવા

## અવતાર

: ઝુલણા છંદ :

ઘોર ઘુઘવતા વાયુ વાયે,
વાદળ જૂથે વ્યોમ છવાયે,
ગાજવીજ ને ભડકા થાયે,
વરસે ધગધગતા અંગાર!

તોફાને પર્વત સૌ ડોલે,
થરથરતું જગ આંખ ન ખોલે,
માનવચિત્ત ચઢ્યાં ચગડોળે,
ગર્જન કોણ કરે ભયકાર!

આવે મૃત્યગીત ગજાવી
નવ અવતાર! નવ અવતાર!
વિરાટ પગલે જગ ધ્રૂજાવી,
નવ અવતાર! નવ અવતાર!

આવે મૃત્યગીત ગજાવી,
વિરાટ પગલે જગ ધ્રૂજાવી
પાપતણી દુનિયા ડોલાવી,
રુદ્ર તણો એ નવ અવતાર!

શ્વાસે શ્વાસે જગ સળગાવી,
જુગ જુગ કેરી નીંદ ઉડાડી,
નિષ્ઠુર સહુ હૈયાં કમ્પાવી,
ઘુમે ગ્રહી એ નવ હથિયાર!

ગીતા કેરા મંત્ર ભણીને,
પગલે પગલે તિમિર હણીને,
ભીરૂતાની ઘોર ખણીને
કમ્પાવે આત્માના તાર!

જયઘોડે બેસીને આવે
નવ અવતાર! નવ અવતાર!
કાને કાને શંખ ફુંકાવે
નવ અવતાર! નવ અવતાર!

જય ઘોડે બેસીને આવે,
કાને કાને શંખ ફુંકાવે,
તાંડવથી જગને કંપાવે
આજે એ દૈવી અવતાર!

દુર્બળતા સહુ નષ્ટ જ કરતો,
જર્જરે ખોખાંઓ સંહરતો,
રગ રગ નવચેતનથી ભરતો
આવે, કરતો, જયટંકાર!

- અનંત પટવા

કવિતા (૨૧૦)

છિન્ન ભિન્ન બન્ધો સૌ કરતો,
નિર્ભયતા ઉર ઉરમાં ભરતો,
સ્વતંત્રતાના મંત્ર ગજવતો,
  કરે વિશ્વમાં નવ ચમત્કાર!

ઝંઝાવાતે વિશ્વ જગાડે–
નવ અવતાર! નવ અવતાર!
ઘન ગર્જન કરી મોહ ભગાડે
  નવ અવતાર! નવ અવતાર!

ઝંઝાવાતે વિશ્વ જગાડે,
ઘન ગર્જન કરી મોહ ભગાડે,
ઉર ઉરમાં નવી જ્યોતિ જગાવે,
  કરે સદ્ય એ જગ–ઉદ્ધાર!

સૃષ્ટિ નવી એ રચતો આજે,
સ્નેહગીત જ્યાં સદૈવ ગાજે,
સ્વાર્થ છુપાવે મુખ જ્યાં લાજે,
  રેલાયે જગમાં અમી–ધાર!

આવો નવયુગ કેરાં બાળો,
દૂર થયો છે પડદો કાળો,
પ્રભા દૈવી રેલાતી ભાળો!
  થાયે વિશ્વ તણો ઉદ્ધાર!

આજે દૈવી ગીત ગજાવે,
નવ અવતાર! નવ અવતાર!
વિરાટ પગલે શૌર્ય અપાવે,
નવ અવતાર! નવ અવતાર!

આજે દૈવી ગીત ગજાવે,
વિરાટ પગલે શૌર્ય અપાવે,
દાનવમાંથી દેવ બનાવે—
સ્નેહભર્યો એ નવ અવતાર!

૧૯૨૨ સ્નેહરશ્મિ

- અનંત પટવા

કવિતા (૨૧૦)

# દીવાદાંડી

: મન્દાક્રાન્તા :

સામ્રાજ્યો ને મનુકુલતણા ગર્વના બુદ્દબુદો જ્યાં,
જાગી ફૂટી પ્રતિપળ મળી જૈ અનન્તે સમાયે;
હૈયે જેને યુગ યુગ અને કાળના કાળ ડૂબ્યા,
જાગે એવો ઉદધિ સહસા શૂન્ય દાંડી–કિનારે!

આશ્ચર્યોનો જનક ગરવો અબ્ધિ એ–કિન્તુ આજે,
આશ્ચર્યો કૈં અવનવ થતાં કૌતુકે ડૂબી ભાળે!
દાંડી કેરા ચિર વિજન એ સુપ્ત ને શાન્ત આરે,
વિશ્વે પૂર્વે કદિ નહિ સુણ્યું કાળનું બીન બાજે!

પૃથ્વી કેરે હૃદય મનુજે પાપની પાળ બાંધી,
હુંહુંકારે ચહુદિશ ઘુમે વૈરની ઘોર આંધી!
જાગી તેમાં મનુતનુજ કો શાન્ત નિર્વૈર યોગી,
આવે પીવા ઉદધિ તટ એ વિશ્વનાં ઝેર ઘોળી!

જુવે તેને લહર લહરે અબ્ધિ એ મીટ માંડી,
સ્થાપે હિંસાભ્રમિત જગમાં યોગી એ દીપ–દાંડી!

૧૯૩૦ સ્નેહરશ્મિ

# નાખૂદા

(અસહકારની કહેવાતી નિષ્ફળતા વખતના દૃઢપ્રતિજ્ઞ ગાંધીજીનું એક કલ્પનાચિત્ર)

: શિખરિણી :

વહે વેગે નૌકા સરલ સરતી સિન્ધુ ઉપરે,
તરંગો ને તારા શશિયર મીઠાં ગાન ઉચરે;
રમે, ખેલે, પેલાં ગભરૂ બટુકો-ગમ્મત કરે,
પ્રવાસી આનંદે અહીં તહીં ફરે તૂતકપરે!
નહીં ચિન્તા કોને-સ્થળ સમય બાધા નહિ કરે,
બધે હૈયે કેવી સ્મિત લહરિયો રમ્ય વિલસે!

અરે! કિન્તુ પેલાં ક્ષિતિજ પરથી વાદળ ધસે,
બની ગાંડો અબ્ધિ ઉલટી સહસા તાંડવ કરે!
ડુબી જ્યોત્સ્નારાણી વિરમી ગયું એ હાસ્ય ઉજળું,
ધ્રુજે ભીરૂ સર્વે-નિમિષ મહીં શું ચિત્ર પલટ્યું!
પરંતુ પેલો ત્યાં તુતક ઉપરે સૌમ્ય ગિરિ શો,
ઊભો છે નાખૂદા: થીર, અડગ, ગંભીર, અટુલો!
ઉષા સન્ધ્યા એને, દિવસ રજની એક સરખાં,
રહ્યો જોઈ જાણે જગ અખિલ એ એક ધ્રુવમાં!

સ્નેહરશ્મિ

૧૨૯૪

# જયન્તી પર્વ

: અનુષ્ટુપ :

નિરભ્ર વ્યોમમાં આજે કરે વીણા લઇ ઉષા,
ગજાવે વિશ્વને ગાને, વિસ્તરે શારદી પ્રભા.

સૃષ્ટિમાં પત્ર ને પુષ્પે, નેત્રે ઝર્યો મને ઉરે,
આજે ગેબી ઝર્યા ભવ્ય આલને ગુસ્મજે સ્ફુરે !

સ્નેહના સાથિયા પૂરે ઉષા બ્રહ્માંડને પટે,
સત્યનો જય ગાજે છે ગંભીર વિશ્વને તટે !

સુણો ઓ વિશ્વના લોકો ! સુણો ઓ દેવ દેવતા !
જયન્તી પર્વ છે આજે સત્ય ને સત્યવાદીનાં !

દુઃખદુખ્યા સમાજે આ, પાપ દાઝ્યાં મનુ-કુલે,
ભરેલું દેશને તેજે નિર્મળું રશ્મિ કો ફુલે.

દિને દિને ઉગે નિત્યે પ્રતાપી સૂર્ય તેજદા,
ઉગે છે રશ્મિ તો આવું જુગોમાં કદિ પ્રાણદા !

હણે છે સ્પર્શથી સૂર્ય અંધારું ગાઢ રાત્રિનું,
કાપે છે રશ્મિ આ સ્નિગ્ધ અંધારું ગાઢ પ્રાણનું !

આવો સૌ સાધુ ને સન્તો, આવો દુઃખી સુખી જનો !
ભરીને પૃથ્વી બ્રહ્માંડ ગજવો જય સન્તનો.

ગાજે ગંભીર નાદોથી બ્રહ્મનો ભવ્ય સાગર,
સદા તેની મંહી ઘૂમે ગ્રહો ને ભાનુ તારક :

તે સૌમાં ઝૂલતું સ્નિગ્ધ, સુધા-બિન્દુ શું નિર્મળ,
સોહે છે પૃથ્વીનું પદ્મ : પ્રફુલ્લ, સૌમ્ય, ઉજ્જ્વલ !

અને તે પદ્મ કેરી ત્યાં પાંદડી એકને વિશે
ફોરે છે વાસ મોંઘેરી ભરીને વિશ્વ સૌ દિશે !

ગાજે તે પાંખડી હૈયે ઋચા ઉજ્જ્વલ વેદની,
ને ઉપનિષદો ભવ્ય, ગીતા શ્રીકૃષ્ણચંદ્રની.

સોહે છે ભીષ્મનો તેમાં ઉગ્ર ને સૌમ્ય સંયમ,
બુદ્ધ કેરી પ્રભા રાજે, શોભે અશોક રાજન.

વિશ્વખ્યાત મહા ખંડે તે પુરાતન ભારતે
ઉઘાડી દૃષ્ટિ એ સન્તે પ્હેલી આ જગને વિશે.

દીઠી ચોદિશે તેણે રજની ઘોર ગાજતી,
દીઠું તેણે ડૂબ્યું વિશ્વ રક્તની સરિતા મહીં !

અંગારા વર્ષતા તેણે વિલોક્યા જગ-નેત્રથી,
અને હૈયાં બધાં દીઠાં ભરેલાં વેર ઝેરથી.

માંડીને દૃષ્ટિ ત્યાં સૌમ્ય દીઠું તેણે ઉંડે ઉંડે,
વિલાસો વિશ્વના દીઠા રચાતા બન્ધુને શબે !

- અનંત પટવા

કવિતા (૨૧૦)

વિષાદ ઘનની છાયા છવાઇ સન્તને મુખે,
નમસ્કાર કર્યાં છેલ્લા વૈભવો સુખ સર્વને!

જગનાં દુઃખનો 'ક્લેશ' ધરીને નત મસ્તકે,
સંચર્યો એકલો લોકે બુદ્ધ ને ઇશુને પથે!

લાધ્યું એને મહા સત્ય વિશ્વ ને વિશ્વ–દુઃખનું:
ખોટે પન્થે ચઢ્યું એણે નિહાળ્યું જગ આ બધું!

કાળનાં પૂર થંભાવી વિશ્વે જાણે હિમાલય,
ઉભો એ યોગીના જેવો ધીર ને શાન્ત નિર્ભય!

અંધારને ઉરે જાણે ઝૂલતું બિમ્બ ચન્દ્રનું,
મુખે એને સ્ફુર્યું એક સત્ય શાસ્ત્રો બધાં તણું–

શમે ના વૈરથી વૈર, ટળે ના પાપ પાપથી–
ઔષધ સર્વ દુઃખોનું મૈત્રીભાવ સનાતન.

તપશ્ચર્યા તણી વેદી ભર્યાં માનવનાં ફુલે
અપૂર્વ માંડીને એણે પૂજી દેહ તણાં ફૂલે!

કૃશાંગ, વિશ્વને આરે આભના ભેદ પેખતો,
ફિરસ્તા શો ઉભો તે તો શોક હર્ષ ન લેખતો!

ચાલે ત્યાં પગલાં એનાં માપે વિશ્વની દીનતા,
સંકોચે બેસતાં અંગો સ્મરી દીન વસુન્ધરા!

જીવને ગાજતાં એને સંગીત સર્વ ત્યાગનાં,
ત્યજી વસ્ત્રો ધર્યાં એણે વલ્કલો વિશ્વ-દુઃખનાં!

સ્નિગ્ધ સોહામણી આંખો વિભુના ધામના સમી,
ચૂસતી વિશ્વનાં ઝેરો ચંદ્રિકા વરસી શીળી!

ઉગ્રતા સૂર્યની આસ્યે હૈયું તો પુષ્પકોમળું,
ક્ષમા ધરતીના જેવી, ઔદાર્ય આભના સમું!

ઉડીને કલ્પના-પાંખે કવિઓ દેશ દેશના
મથે છે ગૂંથવા એને કાવ્ય-માળા મહીં સદા.

નથી એ કવિનાં ગાના, કલ્પના વ્યોમગામી ના
શક્યાં માપી કદી એના હૈયા કેરી વિશાલતા!

'નેતિ' 'નેતિ' વદી અન્તે ઇશ વર્ણવવા જતાં
પામે છે ઋષિઓ મોટા જે રીતે હાર સર્વદા-

તેમ આ મનુ કેરા ય પુત્રના વર્ણનો મહીં,
'નેતિ' 'નેતિ' વિના બીજો શબ્દ ભાષા મહીં નથી!

અનન્તતા તણા તીરે રેતીના કણનાં સમાં
ટોળે ટોળાં ગુરો! જો ને અસંખ્ય મનુજો તણાં!

પ્રચંડ નાદથી સામે ઘોરે છે કાળનાં જળ,
ચઢે છે કારમી આંધી ભરીને આખું યે નભ!

– અનંત પટવા

કવિતા (૨૧૦)

ચળીને. આંધીથી મોટા ઘૂમે છે શૂન્યમાં ગ્રહ,
ઉડે છે કોટિ બ્રહ્માંડો. જાણે કે રેતીના કણ!

ને પેલા પથિકો કેરી પંક્તિ તૂટી જઇ બધી
ધસે વેગે ઝિકાવાને કાળના ખડકો મહીં!

મથે કો ઝૂઝવા સામે, છૂપે કોઇ બખોલમાં,
વળી બીજો ચૂસે લોહી સાથી કેરું ઉરે ધસી!

અંધારાં આભમાં ઘોરે, એકે ના દીસતો પથ,
પન્થ છે તેમના દીર્ઘ તું વિના કોણ સાહ્યક?

સૂર્યના તાપની બીકે કમ્પતા તારલા બધા
સ્નેહથી પાલવે વીણી સ્મિતે જેવી રમે ઉષા—

તેમ તું બની ગોપાલ સાદે આજે સુધાભર્યે,
ભુલેલાં સર્વને દોર સત્ય તે ધામને પથે.

ગુરો! અન્તરના ઊંડા નમસ્કાર હજો તને!
તારે નામે ખીલે હૈયાં મનો સૌ નિર્મળાં બને.

દીધા તેં વિશ્વને અર્ધ્ય સત્ય-સૌરભથી ભર્યા,
ત્યાગના પાઠ મોંઘેરા શીખવ્યા વિશ્વને વડા!

સંહારે પાપને ના તું, વિરોધે ના જરી કરે,
ભીંજવે પાપીને તું તો પ્રાયશ્ચિત્તતણાં જળે!

વર્ષા-આર્દ્ર પ્રભા જેમ શોભે છે શારદી રૂડી,
ધોઇને પાપને તેમ અર્પે તું તો પ્રસન્નશ્રી!

દબાએલાં જનોને તું અર્પે ગૌરવ આભનું,
હિંસાના શસ્ત્રની સામે ધરે છે બળ આત્મનું!

મૃત્યુની ભવ્યતા તેં તો બતાવી અમને ખરે!
તાહરાં પુણ્યનાં તેજ અમારા આભને ભરે!

અંધારાંમાં ડુબેલા આ જગે તું ધ્રુવતારક:
ટકે તારા તપે વિશ્વ, પ્રભુના પયગમ્બર!

ઓસરે દર્શને તારાં નિરાશાનાં પુરો બધાં—
યાચીએ આશિષો તારી યુગાન્તરો સુધી સદા!

લાધ્યાં છે ઓ ગુરો! મોંઘાં તને કુન્દન આત્મનાં,
છતાં યે કેમ તું તાવે અગ્નિમાં દેહની લતા!

'દેહીને જયવન્તો' તું માને 'દેહની થકી' સદા—
સત્ય છે એ ગુરો! કિન્તુ દેહીને ખપ દેહના.

રક્ષણ દેહ કેરું એ કરજે પૂજ્ય સન્તન!
સ્વીકારી વિશ્વને કાજે અમારું દેહ-અર્પણ!

પ્રસન્ન આજ ગાજે છે સ્વચ્છ ભાદ્રપદી નભ,
ઝૂલે છે હર્ષની લ્હેરે ઉલ્લાસથી બધું જગ.

- અનંત પટવા

ચઢે છે આભમાં ઊંચે સ્નિગ્ધ સુધાસુખી ઉષા,
તપે છે પૃથ્વીને પાટે યોગીનાં પુણ્યનો પૂષા.

આનન્દો વિશ્વના લોકો! દીપમાળા કરો મહા!
આંગણે હર્ષથી આજે પૂરોને સાથિયા રૂડા:

તોરણો પુષ્પનાં રમ્ય બાંધોને આજ બારણે,
કૃપા ઇશ તણી મીઠી વિશ્વ કેરે ઉરે જગે!

આવો સૌ પુણ્યશાળીઓ! આવો જોગી જતિ સહુ!
આવોને દીન બાન્ધવો, ઊજવો પર્વ આ રૂડું;

સુણો ઓ વિશ્વના લોકો! સુણો ઓ દેવદેવતા!
જયન્તી પર્વ છે આજે સત્ય ને સત્યવાદીનાં!

૧૯૨૫ સ્નેહરશ્મિ

## માતનો બેટો

ડુંગરા સુતા ડોલવા લાગ્યા ને ધરતી પાડે સાદ,
ધરતી પાડે સાદ :
"સૂતો હોય તો જાગજે બેટા, રણના ભેરીંગ નાદ!
આવ્યું આજ મોંઘું ટાણું,
ગાઇ લે મોતનું ગાણું!

મુલક તારો જાય રસાતળ ધરમ કરમ સાથ
ધરમ કરમ સાથ,
આથમણા જો વાયરા વાયે, ગાજે મેઘલી રાત!
ઝરે જો આભ અંગારા,
સ્થળે સ્થળ લોહીની ધારા!"

સપનું કારમું ભાળીને જાગ્યો, જાગ્યો માનો પૂત
જાગ્યો એક સપૂત :
નેણ ચોળીને જોયું તો તેણે ભાળ્યાં ભયાનક ભૂત
લળી તેને વિનવે નેહે :
"સિધાવોને આપને ગેહે"!

પાય પડીને વિનવ્યા તેને, વિનવ્યા કોટિક વાર,
વિનવ્યા કોટિક વાર,
વિનતિ તેની ઠેલીને સામો કીધો તિરસ્કાર—
વિનવણી દીનતા લેખી
કોએ તેની વાત ન પેખી.

- અનંત પટવા

ધ્રુસકે ધ્રુસકે રુવે જગત સૂણી વિતક વાત,
સૂણી વિતક વાત;
સાત સમુદ્દર પાર જઇ તેણે કીધા પ્રણિપાત—
કટોરો ઝેરનો પીધો,
રૂંધાવા આણુ તો દીધો!

"જો જો ઓ કિરતાર! હવે તો જો જો ચૌદે ય લોક!
જો જો ચૌદે ય લોક!
છીપાવું એની લોહી-પિપાસા આપું ભીષણ ભોગ!"
વદી એવું માતનો બેટો
ઉભો જ્યાં કાળત્રિભેટો!

"જેટલા રેતીકણ છે ભોમે, જેટલા તારા વ્યોમ
જેટલા તારા વ્યોમ,
તેટલા છોડજે ગોળા તારા, બતાવજે તારું જોમ!
રખે તારુ કાળજુ કાંપે,
જાશું અમે જમને ઝાંપે.

જુલમ ફેરા દોરે છે, જહીં જુલમનાં જ્યાં રાજ,
જુલમનાં જ્યાં રાજ;
પાયબેડી ને ગળફાંસો ત્યાં સાચના છે શિરતાજ!
રાખી તે શીર અમારે
ભેટીશું કાળને આરે!"

આવે નીચું આભ હો, જુવો સાગર ભરતો ફાળ,
સાગર ભરતો ફાળ!
જાતને હોમી જગને તારે માતા તારો બાળ!
સાથે વીર ભાઇ ને બ્હેની!
જુવે જગ વીરતા જેની.

નીંદરે સૂતાં માનવી જાગે ને ધરતી પાડે સાદ
ધરતી પાડે સાદ,
ઓરતાં હશે કોણુ અભાગી! રણુના ભેરીંગનાદ-
જુવો મહાકાળ ત્યાં બોલે
સૂતેલા ડુંગરા ડોલે!

૧૯૩૨ સ્નેહરશ્મિ

## મનમોહન ગાંધીજીને

[મહાહિન્દસરમાં સૌથી પહેલું ગાંધીગીત તા. ૧૮-૧૨-૧૯૧૩ ગુજરાતે પાઠ્યું]

ગાંધી તું હો સુકાની રે:
સાચો હિન્દવાન!

હિન્દની જીન્દગી અમારી-
અફળાતી અસ્થિર ન્યારી-
તેને જોગવતો તું હો સુકાનીરે: સાચો હિન્દવાન!

રાજ્ય પ્રજાના હિતનું-
મન્થન દેશે છલકાતું-
નવનીત ઉતારે તું હો સુકાનીરે: સાચો હિન્દવાન!

જનતાના જગ મહારાજ્યે-
હિન્દીજન તણાં સ્વરાજ્યે-
ગજવે હિન્દી હાક તું હો સુકાનીરે: સાચો હિન્દવાન!

હિન્દી જાત જ જન્માવી,
જગમાં વિખ્યાત બનાવી-
ધપાવે સત્યાગ્રહે તું હો સુકાનીરે: સાચો હિન્દવાન!

મનમોહન, ઉદારભાવે,
વીરતાના પ્રસંગ લાવે,
હિન્દહિત કસ્તૂરી મૃગ! તું હો સુકાનીરે: સાચો હિન્દવાન!

સુદામાપુરના દીપક!
શ્રી કૃષ્ણનાં જગવે સ્મારક :
ભારત નાવિક વીર તું હો સુકાનીરે : સાચો હિન્દવાન !

ગાંધી! તુજ સુજોડ પગલે,
હિન્દ-સંતતિ સંચરિયે!
શાંતિ જય પ્રભુ અર્પે! તું હો સુકાનીરે : સાચો હિન્દવાન!

લલિતજી

## યુગ અવતાર

ભારતની આરત ભરનારા!
અમોઘ ચેતનના ફૂવારા!
વિરાટમાં નિજને વણનારા
ત્રિંશકોટિતારક, ઋતજ્યોતિ
સચેત કર્મકવિતરસધાર
મોહન ઓ! નવયુગ અવતાર!

આપ પ્રતાપ અમાપ અરુણસમ
પ્રલયપતિ, તમ ગતિ અતિ દુર્દમ,
નીલકણ્ઠ, પીધું વિષ વિષમ
સાંવજ શૂરજનોના સંગી
નવલહિંદના સરજનહાર
મોહન ઓ! નવયુગ અવતાર.

મસ્તમયૂર

# ગરવા ગુર્જર ગાંધીજીને

ગરવા ગુર્જર ગાંધી! રે
લોકિલા લોકર્ષિ! નમું:

આત્મ–બંધુતા સાંધી રે
જીવન બનાવે સ્વર્ગ સમું!

અભયોજ્જવલ અંકુર હિન્દી પૂર્ણ સ્વરાજ્યનો–
પુણ્યાણુ, અક્રૂર, જગે આર્યતા જગવતો!

ગુણઘેલા તું ગાંધી! રે
ઉદાર, અગ્નિદેવ સમા!

સ્વદેશ સાંકળ સાંધી રે
તપસિદ્ધિના આણે સમા!

તારાં ધરી પ્રમાણ, સત્ સમજી જે પાળતાં–
નિર્માણે નિર્વાણ, સત્‌ને પરચે એમનાં!

વામન–દર્શન ગાંધી! રે
વિરાટ ચરિતે, વસુધા નમી!

મણિમય જન્મ–જયંતી, રે
શતવર્ષોનાં ઝીલજો અમી!

પ્રભુના ઋણાનુબંધ સ્હેતાં સ્નેહે સંચરે–
સત્યાગ્રહે, અબંધ, એકલોહીનાં આચરે!

૧૯૨૦ લલિતજી

# મીઠો મનમોહન મોર

કાળી કાળી વાદળીમાં, વીજળી ઝબૂકે :
કાળૂડો ઘનઘોર : ડુંગરમાં બોલે છે મોર !
ગાંધીજીના પૂરજો, પ્રભુ ! કોડ !

ઉદયને આભલે, ભીનેવાન દીઠો—
મીઠો મનમોહન મોર : ગાંધીજીના પૂરજો, પ્રભુ ! કોડ !

સહૃદય, ચતુર, સત્ય, અભય, પાંખે, ઉડતો—
ચાંદરણામાં ચકોર : ગાંધીજીના પૂરજો, પ્રભુ ! કોડ !

હિન્દમાં ઘરોઘર, રેંટીઓ ચલાવ્યો—
એ તો જાદુગર ચોર : ગાંધીજીના પૂરજો, પ્રભુ ! કોડ !

ખાદી પ્હેરાવી, કરી જીંદગી સાદી—
તોડયો વિદેશીનો તોર : ગાંધીજીના પૂરજો, પ્રભુ ! કોડ !

પ્રાણુને પ્રતાપ, બોલે, અમ અંતર-કુંજે—
કોયલ, સ્વરાજ્યને સ્હોર : ગાંધીજીના પૂરજો, પ્રભુ ! કોડ !

નવજીવન વાદળી, અમીભરી, આવે—
સ્વતંત્રતાને જોર : ગાંધીજીના પૂરજો, પ્રભુ ! કોડ !

આજ, તો, અમાસ શી અખંડ પડી, અમારે—
રાતલડી ઘનઘોર : ગાંધીજીના પૂરજો, પ્રભુ ! કોડ !

- અનંત પટવા

અસહકાર અસતને સ્વદેશને સજાવે—
કાળજડાની જ કોર : ગાંધીજીના પૂરજો, પ્રભુ ! કોડ !

માઝમ રાતમાં, સ્વદેશી જોગ સાધતાં—
મ્હાલીશું ઉગતે પોર : ગાંધીજીના પૂરજો, પ્રભુ ! કોડ !

એક લોહી, એક ભૂમિ, એક પ્રભુ ને ત્રિરંગ—
લાલ લીલી ધવલ ધજાદોર : ગાંધીજીના પૂરજો, પ્રભુ ! કોડ !

૧૯૨૨ લલિતજી

## પ્રેમમૂર્તિ

જાણે ન જગ જીવતા કદી, પથ્થર કરી પૂજે પછી,
એ એબ ઇતિહાસે રહી અહીં નિત્ય આદમ જાતની.
પીવા ઠર્યાં વિષ ઘુંટડા જીવતા સુધી બાપુ હજી
કડવા બધાં મીઠાં કરી બાપુ પીજો રાજી રહી
ભવ સાગરે નિત્યે વલોણું વિષતણું તારે રહ્યું
અમૃત વલોવી આપતાં વિષ ટોણલે પીવું ઠર્યું.

ધરમશી ભાણજી તેજાણી

## સતના આશકને

અજબ દુનિયા મહી, દીઠો તને, તો દિલનિખાલસ !
દુવાકર, રંક કિંકર, તું સરલ, ગુણજાણ, સાલસ !

જીવન છે સત્ય એક અનંત તેનો તું ઉપાસક !
સદા સત જુગનો જોગી, તું સતનો એક આશક !

અસત્ કળજુગ તો છે માનવીની કંઇ કરામત :
અનામત જીંદગીને જોગવે તું તો સલામત !

ગરીબનો બેલી, તું ય ગરીબ તારે દિલ, રાહત :
જગતને દુઃખ, તું દુઃખી, ન કંઇ ત્હારે અદાવત !

કરે કુરબાની તું ખડકે, મીટવવા ખૂન, નાહક !
દલિતોને દિલે અપનાવનાર, તું જગત તારક !

પ્રભુ તુજને પીછાને છે. પ્રણય-સંદેશ વાહક !
મહાત્મા ગાંધીજી ! તુજને હયાતી હો મુબારક !

સ્વરાજ્યે હિન્દને, મ્હાલે બધા, હમદીન દિલાવર !
પ્રજારાજ્યે રહે ખુશહાલ : તુજ મુરાદ હો બર !

લલિતજી

૧૯૩૩

# જયવીરને

જીવનના જયવીર—
ગાંધીજી, જીવનના જયવીર !

હાર જીતની જગ બાજીની—
વચ્ચે, ગુણ ગમ્ભીર :
એક એક કરતાં જ ધવાતા—
તપ સતીયા રણધીર !
ગાંધીજી જીવનના જયવીર !

મન મીઠાશના શીતલ પ્રતાપે,
તોડે ભવ-જંજીર :
દિલ-લાવણ્યે, દીન અધીન એ—
ઝૂઝે આત્મ-અમીર !
ગાંધીજી જીવનના જયવીર !

૧૯૩૧ લલિતજી

# ધન્ય ભૂમિ

ધન્ય ભૂમિ ગુજરાત માત! તુજ ભાગ્યલેખ કંઇ ભવ્ય દિસે,
અહુ સાધુનો સાચો સાધુ સભ્રમતી જલતીર વસે.
ધન્ય ભૂમિ૦

રસકસ તારો ફરી બતાવા દેવલોક અહીં આવ્યો છે,
ધર્મ કર્મને સતેજ કરવા ભારત દેશ જગાવ્યો છે.
ધન્ય ભૂમિ૦

દિવ્ય તેજ એ દિવ્ય ફકીરી દેશ પ્રેમ પ્રકટાવે છે.
પયગમ્બરી એ પ્રભા અનેરી દિલ દિલ જ્યોત જગાવે છે.
ધન્ય ભૂમિ૦

ધન્ય ભાગ્ય એ કુંજ ગુર્જરી, ધન્ય ભાગ્ય એ નંદનવન,
ધન્ય ભાગ્ય સૌરાષ્ટ્ર સુજનતા જ્યાં પ્રકટે પ્રભુતાનાં જન.
ધન્ય ભૂમિ૦

મોહન તારું નામ મીઠડું રગ રગ ચેતન લાવે છે,
સેવાના હો! સન્ત ગાંધીજી દર્શનથી મન ભાવે છે.
ધન્ય ભૂમિ૦

કાશી કે મથુરાંથી આજે રાજનગર કંઇ ઓર દિસે,
સાભ્રમતી જલ લોટી લોટી ગંગા યમુના આવી વસે.
ધન્ય ભૂમિ૦

અભિનંદન એ રાજનગરને અભિનંદન એ સરિતા તીર,
અભિનંદન એ રાજનગરને અભિનંદન જ્યાં રમતા પયગમ્બર વીર.
પ્રજા વર્ગને છે અભિનંદન જ્યાં રમતા પયગમ્બર વીર.
ધન્ય ભૂમિ૦

રાયચુરા

- અનંત પટવા

# એ કોણ?

એ કોણ છે જે જાગ્યો?
જેણે સહુને જગાડયાં?
એ કોણ છે જે છૂટો?
જેણે સહુને છોડાવ્યાં?

જે તરી શકે તે તારે,
જે જીવી શકે તે જીવાડે;
એ કોણ છે જે એવો?
જેણે સહુને જીવાડયાં?

જે હસી શકે તે હસાવે,
જે નમી શકે તે નમાવે,
એ કોણ છે જે એવો?
જેણે સહુને નમાડયાં!

જે સાધી શકે તે સધાવે,
જે જીતી શકે તે જીતાડે,
એ કોણ છે જે એવો?
જેણે સહુને જીવાડયાં?

એ કોણ છે જે એવો?
જેણે સહુને જગાડયાં

રાયચુરા

# ઓ ભવ્ય ડોસા!

[ઝૂલણા]

આજ શાં ભાગ્ય આ હિંદ–સૌ જગત–નાં.
વિશ્વના સંતનાં વર્ષ ષષ્ટિ!
જૂજ સંતો તણી તપ–હુતાશે ટકી
એટલા દિન લગી દેહ–યષ્ટિ.
જે થકી હિંદ–શિર ઉચ્ચ આલમ મહીં
જન્મ દિનથી વડા ઉત્સવો શા?
હિંદ–સંકટ–હર! વર્ષ શત જીવ, ઓ
દીન ભારત તણા ભવ્ય ડોસા!

આવજો કવિવરો, દિવ્ય ગાયકગણો,
સૌ કલાના કલાકાર આવો,
કૈક સૈકા લગી તમ કલા કાજ કો
ઇશ વિણ નહિ મળે વિષય આવો;
જેહ જીવન–કલા સૌ કલા પ્રેરતી
તે કલા–હીન અમ જીવનો શાં!
જીવન અમ પ્રેરવા વર્ષ શત જીવ, ઓ
સત્ય–સૌન્દર્યના ભક્ત ડોસા!

જગતથી દૂર નિજ ધર્મજીવન મહીં
પ્રેમ–પથ બુદ્ધ મહાવીર ભાખ્યો;
જગત સમુદાયમાં, રાજ્યના કાર્યમાં
એહ સંદેશ અધુરો રહ્યો'તો;

- અનંત પટવા

કિંતુ સર્વાંગ જીવન વિષે તેં કરી
પ્રેમના તત્ત્વની કાર્ય-શોધા,
(એ) તત્ત્વ ઝીલાવવા વર્ષશત જીવ, ઓ
પ્રેમ શાશ્વત ભર્યા ભવ્ય ડોસા!

જગતને મોકલી'તી મહા સંસ્કૃતિ
ગૌતમે બોધિતરુ-છાંયમાંથી,
મોકલી'તી ઇશૂએ મહા સંસ્કૃતિ
ક્રૂસ-અધિરૂઢ નિજ કાયમાંથી,
આજ સર્જે તું ભાવિ મહા સંસ્કૃતિ
સાભ્ર-ગંગા-તટે વિશ્વપોષા,
સંસ્કૃતિ-પૂર હજુ દૂર, એ લાવવા
વર્ષ શત જીવ, ઓ વિશ્વ-ડોસા!

દેહ-તલથી ઉંચે, બુદ્ધિ-તલથી ઉંચે,
આત્મબલ-તલ ઉપરે તું ફરે છે;
બુદ્ધિની દૃષ્ટિના ક્ષિતિજની પેલી ગમ
સત્યનું ક્રાન્તદર્શન કરે છે:
મુઠ્ઠીભર અસ્થિની દેહ તુજ દૂબળી,
આત્મનાં દાખવ્યાં તેં બળો શાં!
(એ) શક્તિ ભરવા જગે વર્ષ શત જીવ ઓ
દિવ્ય ભારત તણા ભવ્ય ડોસા!

હરિહર પ્રા. ભટ્ટ

## સત્યના સંત!

સત્યના સંત! તુજ જન્મ–ચોસઠ–દિને
વિવિધ કંઇ અમ ઉરે ભાવ જાગે;
ભાવ જૂદા હતા મણિમહોત્સવ દિને
ચાર વર્ષો પરે હૃદય આગે;
તે હતો દિવસ અમ પૂર્ણ આનંદનો;
પણ હતાં અજ્ઞ હૃદયો અમારાં,
ને અમે અમ ઉરે ગર્વથી માનતા
કે ઝીલીશું અમે બોલ તારા.

ચાર વર્ષો વહ્યાં; ને બધા ન્યાયમાં
સમયનો ન્યાય તે સત્ય સૌથી;
બોલ તારા પુરા ઝીલી અમ ના શકયા;
ના ટળી દુર્દશા પૂર્ણ તેથી.

કિંતુ અમ ભાવિના લેખના આજ આ
આખરી અક્ષરો નથી લખાયા;
કોઇ જન્મ્યો નથી ઇશ્વરી રાજ્યમાં
કાયમી દુઃખમાં દુઃખી થાવા;
દીર્ઘ ને ઘોર રજની તણો પણ સદા
અંત આવે અને સૂર્ય પ્રગટે,
તેમ અમ દુર્દશા પણ જશે એક દિન,
ગર્જશે હર્ષથી સ્થાન સર્વે.

– અનંત પટવા

સત્યના સંત! તુજ જન્મ-ચોસઠ-દિને
કોટિ વન્દન તને છે અમારાં!
વિશ્વ ઉદ્ધાર હિત વર્ષ શત જીવજે!
વિજયી હો જીવન સંદેશ તારા!

હરિહર ભટ્ટ

## સ્વપ્ન-શિલ્પ

: સોરઠા :

જંઇ જંઇ માટે પ્રાણ પાથરતા અમને, તમે
ન્યોછાવરતા જાન ધ્યેય કાજ, બાપુ! કર્યા.
કૃષ્ણે હરવા તાપ, પાપ સાથ પાપી હણ્યા,
આપે હણીને પાપ, પાપીને પાવન કર્યાં!
વસુન્ધરાની સુગંધ જો વરસ્યે મ્હેકી ઉઠે,
અમ હૈયાની સુગંધ મ્હેકી આપ જયે ઝર્યાં!
સ્વપ્ન સેવીઓ કૈંક, સ્વપ્ન દ્રષ્ટાય થયા ઘણા,
(પણ) સ્વપ્ન-શિલ્પી તું એક, સ્વપ્નાં સત્યે પાંગર્યાં!

મોહન ઠક્કર

## એ જોગીરાજ

(૧)

જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને,
ખુલ્લા નિજ ભારતને ચોક : અલબેલડી !
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

જનનીએ દીધ એવા એક જોગીરાજને,
જગવ્યા જેણે ચૌદ લોક : અલબેલડી !
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

કરણે સૂણ્યા'તા સાચા એક જોગીરાજને,
મુખડે જેને બ્રહ્મ બોલ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

હ્રદયે પૂજ્યા'તા પૂજ્ય એક જોગીરાજને,
તપતા ત્રિખંડ રવિ તોલ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

જાણ્યા'તા જીવી જીવન એક જોગીરાજને,
ભર્યાં અમૃતે જેનાં ઉર : અલબેલડી !
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

નિરખ્યા એ પરખ્યા મુજ દેશ જોગીરાજને,
નયણે જેને વીજ–નૂર : અલબેલડી !
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

— ભગત પટવા

કવિતા (૨૧૦)

(૨)

દીઠા સખી! મીઠા એવા એક જોગીરાજને,
બુદ્ધ શી! વિશુદ્ધ દયા–રે'મ અલબેલડી!
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

જાણ્યા મન માન્યા તપસિદ્ધ જોગીરાજને,
જીવને જેને કૃષ્ણ–પ્રેમઃ અલબેલડી!
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

રસના અખંડ રહે એક જોગીરાજને,
નીતિમાં રામના નિવાસઃ અલબેલડી!
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

શ્વાસે વસાવ્યા રૂડા એક જોગીરાજને,
ઝીલ્યા જનકશા સંન્યાસઃ અલબેલડી!
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

જીવને જડેલ સખી! એક જોગીરાજને,
બ્રહ્મચર્યે ભીષ્મ ભડવીરઃ અલબેલડી!
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

મર્ત્યપુરીના અમર એક જોગીરાજ એ,
સત્યે હરિશ્ચન્દ્ર હીરઃ અલબેલડી!
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

(૩)

દેહે મહેલ દેવ એક જોગીરાજ એ,
ચરિતે સૂવર્ણ શા વિશુદ્ધ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

ધેનુશા ધર્મી–નમ્ર એક જોગીરાજ એ,
શૌર્યે સિંહણ પીધ દૂધ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

શાને પૂજીશું સખી ! જન્મ જોગીરાજને,
ઢોળ્યાં કુંકુમ કનકથાળ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

શાને વધાવશું એ વિશ્વ જોગીરાજને,
ગૂંથી નભ તારકની માળ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

જોગી એ કયમ રીઝે નર્યાં ભૂષણના સાજને,
જોગીને જોઇએ જીવન–ભોગ : અલબેલડી !
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

જોયા બ્રહ્માન્ડ ઘૂમિ એક જોગીરાજને,
ખુલ્લા મનુ મન્દિરને ચોક : અલબેલડી !
મુક્તિને પન્થ મળ્યા ધન્ય ગાંધીરાજ એ,
જોયા જગત્ ઘૂમિ એક જોગીરાજને.

કેશવ હ. શેઠ

# પળો પાછો

તેજ બ્રહ્માંડમાં છાયા, આદરી ઇવ આદમે:
ચક્રે ચક્રે વધી વાધી, રૂંધતી પૃથ્વીને ભમે:

તિમિરનો વરપુંજ શિરે ધરી,
નયનમાં ભરી વિશ્વકરુણતા:
પતન માનવકુલ તણાં ભરી;
ઉલટથી વધસ્તંભ ઇશુ જતા:

દિશાઓ આંખ મીંચે ને, આભ અંધારથી ભરે:
પૃથ્વીના પેટમાંથી કો, ધુમરી કારમી ચડે:

આકાશનાં આંસુ અનંતધા વહી,
ધોવા મથે ડાઘ ત્રિલોકમાં પડ્યો:
યુગો વીત્યા: ઓસરતો ગયો નહિ,
અંધારનો ચંદ્રક ભાલમાં જડ્યો:

કડાકે તૂટતું દીઠું, શૃંગ કાંચન જંઘનું
ઊછળે ને પડે પાછું, પયોધિનું મહાતનુ.

પ્રલય આજ ફરી ઉછળી પડ્યો,
વન વને ખરતાં નીલ પાંદડાં:
સળગતો ગ્રહ વ્યોમ મહીં દડ્યો,
વિમૂઢ વાદળ સૌ સ્થિર થૈ ખડાં:

પળ્યો આ કોણ પાછો જ્યાં, પળ્યા'તા એક દિ' ઇશા?
ભૂંસાયેલા પદે ચાલી, ભરતો બ્રહ્માંડની દિશા?

ધરાતણા ઊછળતા નિસાસા,
વંટોળિયા વ્યોમ બધું ભમી રહે:
દિશા થીજી આકુલ સ્તબ્ધશ્વાસા,
ઉભી ઉભી આજ અસહ્યતા સહે:

"હોત જન્મ્યા ઇશુ હિંદે? ન જાતા ક્રોસપે કદિ?"
લોકની લોકવાણીને, આળ આજે ચડે નકી!

જગતની સુચિરાતન સંસ્કૃતિ,
લટકતી મૂળથી અટકાવવી:
ભરતના કુળગૌરવની સ્મૃતિ,
વિસરતી, ફરી તો ફરકાવવી:

અશ્વમેધ તણો જાણે, અશ્વરાજ ખુંખારતો!
પૃથ્વીના પાંચ ખંડોમાં, પડછંદા પ્રાણ પાડતો!

ફરી ફરી દ્વાર ધરા તણાં બધાં,
આહ્લેક એ અંતરની પુકારતો:
સુતેલની સાંકળ ઠોકતો સદા,
ઝોળી અતાગી ભગવી પ્રસારતો:

પાપ, હિંસા, નિરાશાની, અહંની ભીખ માંગતો:
અબુધા લોકની લાતે, નમીને પાય લાગતો:

મનુષ્યના પાપથી ઝોળીને ભરી,
અમી બધાં અંતરનાં ઉલેચતો
સમુદ્રના ઝેરની ઘૂંટડી કરી,
અમી થકી શંકર વિશ્વ રેલતો;

વિશ્વના પાપનો ભારો, બાંધીને બાળવા જતો!
અંગના અસ્થિથી આજે, કાષ્ટ ના, ચંદને ન તો!

જનસમૂહ વિમૂઢ થઇ વદે:
"વધ કરો! વધ જીસસનો કરો?
ધરમશાસનને દવલા પદે,
ચરણ—કાદવથી અભડાવતો!"

ઈશુને જગના લોકે, ખીલા ઠોક્યા શરીરમાં:
સ્વેચ્છાએ આજ તું ચાલ્યો દેહ કેરાં વિલીનમાં:

એ બારમાં એક હતો જુડાસ,
ઇસા મસીને પકડાવનારો:
વેદાન્તના બાવીસ કોટિ દાસ,
જુડાસના આજ થયા પ્રકારો:

ઇસાને મરતાં લાગી, ક્ષણ બે ક્ષણ કે ઘડી:
ગાંધીને તો ટીપે ટીપે, અંગ દેવું બધું ગણી:

બૌદ્ધો તણો એકલ બોધિસત્ત્વ,
ઇસામસી આ જગના ઇસાઇનો:

જૈનો તણું તાપસી જીવતત્ત્વ
ગીતાધ્વનિ હિંદુ તણી વધાઈનો :

મનુકુલે મહાકાલે, કેળવ્યું જે ભગીરથ:
(એ) ક્રાન્તિના શેષને શિરે, મણિ એ ઓપતો પથ:

લજ્જા સમી મંગલ કામનામાં,
સંધ્યા ઉષામાં તુજ લોહી ફૂટશે;
કારુણ્યનાં મૌન મળી હવામાં,
આકાશથી આંસુ થઇ ખરી જશે;

સૃષ્ટિના અંત પર્યન્તે, પ્હોંચતી શર્મની છટા,
નહિ બાપુ સહી જાશે! ઉદ્ધાર ના પુનઃ કદા?

યુગે યુગે એક અલૌકિકાત્મા,
આ વિશ્વના યજ્ઞ મહીં ધરાશે?
ન તોય ભૂખ્યો જગદુષ્ટ આત્મા,
તૃષા ત્યજી શાંત સુરમ્ય થાશે?

મરે જો બાપુ! તો કોણ, માનવી જગ જીવશે?
જીવશે સત્યનો સાધુ, કોણ આ જગથી જશે?
સૂર્ય, ચંદ્ર, ગ્રહો, તારા, વધુ તેજસ્વી તો થશે!

કૃષ્ણલાલ શ્રીધરાણી

— — — જાગત પટવા

કવિતા (૨૧૦)

## બાપુનું નામ

( મણિમહોત્સવ પ્રસંગે લખાયલું )

મને વ્હાલું બાપુ કેરૂં નામ છે,
એને રૂદિયે રઘુપતિ રામ છે. મને૦

ઢેઢ મેલાંઘેલાંને લેતો સોડમાં,
એનો આતમ રમે રણછોડમાં. મને૦

વ્હાલે બોખી ડોશીની લીધી સાર છે,
અન્નદાતા રેંટીડાના તાર છે. મને૦

ટૂંકી ધોતી ને ચાંખડિયે ચાલતો,
વ્હાલો બાવા બધાને બનાવતો! મને૦

વ્હાલો ડોસો થઇ 'વન' ને વટી હસ્યો,
સાઠ પૂરાં ને એકસઠમાં વસ્યો. મને૦

તનસુખ ભટ્ટ

## ગાંધી બાપુ

સત્ય અહિંસાનો પૂજારી
પ્રેમ ધર્મનો પંખેરૂ,
બાળકના જેવો હસમુખો
રંક તણો સાચો ભેરૂ;
સદાય ઉરથી આલાપુ
ઘણું જીવો ગાંધી બાપુ.

સોમાભાઇ ભાવસાર

## વિશ્વયજ્ઞ

(૧)

રહી કચકચાવતી દશન તીવ્ર શી તાટકા,
અને વિકૃતદર્શના અગન રોષના વીંઝતી,
અહીંતહિં બધે ઘુમે; સકલભાન ભૂલી સમી,
મહા ફૂંફાડાટથી ધમતી વહ્નિ હિંસા તણી.

પિપાસા રક્તની શી આ? ક્ષુધા શી હાડમાંસની!
દ્વેષના વહ્નિની જ્વાલા આમ શેં વિંઝવી રહી?

ધર પરમ મન્ત્ર એક, ભડ, માતૃ-સ્વાતન્ત્ર્યનો
ગ્રહી બલિ હથેલીમાં જીવનનો, પનોતા ઊભા;
ફુટે શિર, ખડી પડે કંઇક અસ્થિ, સાંધા તૂટે,
ભલે શિર, ભલે ભળે શરીરમિટ્ટી મિટ્ટી વિશે;
ન તોય પ્રતિકારવો કદિ ય ઘાવને ઘા થકી,
દઇ અરપી પ્રાણ, તે પરમપ્રાણ પેટાવવો.

ડગુમગુ શરીર ને વિપુલ-આત્મ કો માનવી-
ઊભો, ભડભડી રહી, અનલ, ઉગ્ર હિંસા વિશે;
ઊંડી પરમસાત્વિકી સકલસ્પર્શિની દષ્ટિથી,
દશે દિશ ઉકેલતો, તિમિરદુર્ગને ભેદતો;

ક્ષણેક્ષણ નિહાળતો સતત-જ્યોતિ ચૈતન્યનો,
અસંખ્ય મનુબાલને અભય-પ્રેરણા અર્પતો.

— ભગત મટપા

પ્રિયને, પ્રાણને, સૌને હોમી આ વિશ્વયજ્ઞમાં,
પામજો વિશ્વ શાન્તિને સાધી આ ઉગ્ર સાધના.

ભય પમાડતી માયિક ભીરુતા,
પણ ન તોય ઊઠયા ભડ જંપતા;
કનકકીર્તિ વિશે ભળી શ્યામિકા,
અનલ ઉગ્રમહિં પરિશોધતા.

બંધ ને મોક્ષનો આ તો મહાવિગ્રહ વર્તતો,
વિશ્વદેવ! મહાકાલ! આપનાં અમી વર્ષજો:

સુંદરજી ગો. બેટાઇ

## -બાપુજીને-

પાષાણના જીવન માહ્યરાને
સલાટ! તેં વ્હાલપ ટાંકણે ઘડયું;
કુરૂપ આ પથ્થરમાં તું સ્પર્શે
કલા તણું તેજ અપૂર્વ ઊઘડયું.

મોહન ઠક્કર

## નૂતન યુગનો પાર્થ

જાગી જાગી દિશા કેરી દેવીઓ રે,
 જાગ્યાં અવની ને આકાશ જો,
જાગ્યો સાગર હસ્ત ઉછાળતો રે,
 પીતો પૂર્વપતિના પ્રકાશ જો.

આવ્યો આવ્યો એ દધિચિના વંશનો રે,
 આવ્યો આવ્યો એ બુદ્ધનો ભ્રાત જો,
આવ્યો શાશ્વત મન્ત્ર ઉચ્ચારતો રે,
 આવ્યો નૂતન યુગનો પાર્થ જો.

આવ્યો આવ્યો ઇશુની જમાતનો રે,
 ગાતો ગીતાના ઉદ્બોધ જો,
આવ્યો મર્મ કુરાનના વાંચતો રે,
 આવ્યો ઉચ્ચરતો યુગઘોષ જો.

આવ્યો હિંસાની આગ હોલાવતો રે,
 આવ્યો વરસતો પ્રેમનાં નીર જો,
આવ્યો દુર્ગ અસત્યના ભેદતો રે,
 આવ્યો માનવવંશ–પ્રવીર જો.

આવ્યો દબ્યાં દાઝયાંને સંભાળવા રે,
 આવ્યો પતિતોદ્ધારણ કાજ જો,
આવ્યો રંકનાં પીડન ભાંગવા રે,
 આવ્યો સંતતણો શિરતાજ જો.

કવિતા (૨૧૦)

એણે અસુરશું આહવ આદર્યાં રે,
રચી કંઇ તપસ્યા કેરા દુર્ગ જો;
એણે શક્તિ અપૂર્વ કરે ધરી રે,
ઊભા શસ્ત્રધરો થઇ મૂઢ જો.

ઊભી સાગરતીર વજાડિયો રે,
પાંચજન્ય સમોવડ શંખ જો;
એના શબ્દે સકલ જગ સ્પર્શિયું રે
વ્યાપ્યો વીરત્વનો મહાજંગ જો.

એને રાજતાજની નહીં વાંછના રે,
નહીં એને સ્વર્ગ સુખો તણો મોહ જો;
એણે પરમ પદારથ પામવા રે,
માંડયો હિંસાનો મહા દ્રોહ જો.

કસી- કસી બુદ્ધિ-હૃદયની એલડી રે,
ધર્યાં એણે વિશ્વપદે નિષ્કર્ષ જો.
એણે આતમનીર નિતારિયાં રે,
માંડી પરબો તરસ્યાં કાજ જો.

સુણજો સુણજો સકલ મનુબાન્ધવો રે,
એનો એક અમૂલખ બોલ જો;
આપ્યા એણે તમે. ન વિસારજો રે,
વિશ્વોદ્ધારણના મહાકોલ જો.

સુંદરજી બેટાઇ

## કોની હશે એ બંસરી ?

અમ ઉરનિધિ ઉછળાવતી,
ગિરિશૃંગને ડોલાવતી;
નવજીવન રગરગ સિંચતી,
કોની હશે એ બંસરી ?

સિદ્ધાર્થ ત્યાગ જગાવતી,
જનહિત મંત્ર સ્ફુરાવતી;
પણ ભીષ્મનાં પ્રકટાવતી,
કોની હશે એ બંસરી ?

નિજ ધર્મ પાલનમાં દધીચિ-
દિવ્ય ગાન સુણાવતી,
પ્રાણ સંગીત પ્રેરતી,
દિવ્ય કોની બંસરી ?

હરિશ્ચંદ્ર રઘુકુલ-રામ ધ્રુવ
પ્રહ્લાદના આદર્શની,
કળિકાળમાં ઝાંખી થતી !
કોની હશે એ બંસરી ?

એ વિશ્વવિજયી પ્રેમના
સામ્રાજ્યને સંસ્થાપતી,
છે ધીર વીર ફકીરની
ગોપાલ-મોહન બંસરી.

કલ્યાણજી વિ. મહેતા

## જીવો જુગ જુગ

ઘોર હતાં અંધારા ઘેર્યાં
સહુદિશ પાપ અસત્ય ક્લેશ,
એવે અરુણુ સમા ઊતરિયા,
આપ અલૌકિક હિન્દ સ્વદેશ.

વૈર–ઝેર વરસી વસુધામાં
સીંચ્યાં શાન્તિ તણાં અમીપાન,
પાપપીડિત ભારત સંસારે
જગવ્યાં મુક્તિ તણાં રસગાન!

પ્રેમ સખા દલિતોના દાસ—
જીવો જુગ જુગ મોહનદાસ.

ગજાનન વિ. જોષી

આદર્શોના તરલ ચીતર્યાં આભમાં ઇન્દ્રચાપ,
ઉઠાડી તેં પ્રતિ હૃદયમાં ક્રાન્તિની ગર્જનાઓ,
પેટાવ્યો તેં નયનનયને ભવ્ય મુક્તિપ્રકાશ,
વિકાસોને સતત રૂંધતી ભેદી સૌ શૃંખલાઓ.

અમૃતલાલ છ. પારેખ

## અદ્વિતીય જીવનશ્રી

: પૃથ્વી :

સનાતન મહાલયે અતલ કાલના રાશિમાં
ગડે નવલ નોબતો મનુજની કંઇ વિશ્વમાં,
પ્રશસ્ત શૂરવીરની અડગ ચેતના ધારતા
મળે વીર શિવાજી શા પરમ દેશ ઉદ્ધારકો.

વિરાટ જગને કદિ મહદ ઓઘ શા ગર્જતા
મથી જગત જીતતા શત સિકંદરો સાંપડે;
તમામ ધરણીપતિ નિજ મહાલયે બાંધતા,
નરી કનક સાંકળે અવનિ નાથ કૈં કૈં મળે.

મુખે મલતા મીઠું સકલ વિશ્વ સંહારનાં
અનેક ષડયંત્રને મૃદુલ સ્મિતથી ઢાંકતા
મહામદ છકેલ ને અતલ કૂપ શાયે ઊંડા
જનો કદિક સાંપડે કુટિલ વીર ચાણક્યશા.

મળે છ જન મંડળે યુગ યુગાન્તરે બોધતા,
કદિ હૃદય-નિર્મળા નૂતન સ્થાપકો ધર્મના;
વળી પ્રણુવ નાદની અજબ ધૂન રેલાવતા
જડે કંઇક સંત તો જગત-બોધ ફેલાવતા.

તથાપિ નવ સાંપડે અખિલ વિશ્વને મંદિરે,
સુરમ્ય ઇતિહાસની યશ-મધુર સૌ ઊર્મિએ,
અજોડ તમ બાપુજી જીવન-માધુરી નિર્મળી,
અશસ્ત્ર શૂરવીર શી તપ મધુર પ્રેમાર્દ્ર શ્રી.

રતિલાલ છાયા

## વંદન

એ ગુણિયલ ગાંધીના ગુણનાં
ગુંજન ગણગણશું ઘણીવાર!—એ૦
સત્ય વચન ઈન્દ્રયનિગ્રહને,
ગાઢ અહિંસા વ્રત ખાદીને,
ઈર્ષા–વેર વિણ અનુસરવાને
પુણ્યપ્રદ શિખ દે ચિરકાળ!—એ૦
સાદી રહેણી સદા ગ્રહવાને,
મોજ વિલાસ સદા તજવાને,
અનીતિના દુશ્મન બનવાને
જે ઉપદેશ દિયે શતવાર!—એ૦
"પાપ પ્રજાળી પુન્ય પ્રતારીશ!
મલીનતાનું નામ ન રાખીશ!
અવનિ માંહે સ્વર્ગ ઉતારીશ!"
એ શપથે જેનો પડકાર—એ૦
હિંદુ—મુસલમિન—પારસી ઐક્યે
ભારતનું ભાવિ શુભ ગુંથે
પૂર્ણ સ્વરાજ્ય દીઠે જે રીઝે
વંદન તેને અપરંપાર—એ૦
ત્યાગી મહર્ષિ દધીચિ, વશિષ્ઠ કે?
દેવ બુધ્ધ, મહાવીર, ઇશુ કે?
શી ઉપમા અર્પવી દિલ મુંઝે
નેતિ નેતિ "ગાંધી–અવતાર"
વંદન તેને વારંવાર—એ૦

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

## ગાંધીજીને

"સૌ સત્યનિષ્ઠ બનજો, ચિર સંપ ધારો,
ઝીલી અહિંસ-વ્રત ચિત્ત પ્રફુલ્લ રાખો,
ને હિંદના સ્તવનથી ગજવી દિશાઓ
સ્વાતંત્ર્ય ભક્તિ થકી દેશ દશા સુધારો."

પઢાવ્યો મંત્ર એ બાપુ કીધાં મંડાણ યુધ્ધનાં
સવેળા બાળુડાં જાગ્યાં જાગી જ્યોત અનેકધા.
દાખવી ઉરની જ્યોતિ ઉજાળ્યા માર્ગ બાપુજી
ભસ્મીભૂત કીધા સર્વે અમારા અંધકારને.
વર્ષમાં એકદા વર્ષે મેઘનાં વારિ વિશ્વમાં
તમારાં પ્રેમનાં વારિ સિંચાતાં ઉર સર્વદા.

અમારાં આત્મમાં આપે જગાવી પ્રેમચેતના
ઋણી તેથી અમે સર્વે આપનાં બાપુ સર્વદા.
પ્રભા પુણ્ય રવિની ને માઝા સાગરની વળી
ક્ષમા તો ધર્મરાજાની આપમાં સર્વદા વસી.
ઘણું જીવો ત્હમે બાપુ જીવતાં શીખવો વળી
હિંદમાં વિશ્વમાં સર્વે ઊગે છે નવયુગ જ્યાં.

મુરલી ઠાકુર

# અર્પણ

પ્રદીપ્ત દ્યુતિસ્રોતથી પ્રગટી ગાંધી બાપુ તમે
જગાવી ઉર ઉરમાં ધગશ પૂર્ણ સ્વાતંત્ર્યની
પડયા રણુપથે, મહોર્ધ્વ ધ્વજ મુક્તિ સંગ્રામનો
સગર્વ ફરકન્ત રાખી, ચિર મુક્તિને પામવા.

પિતા! યુગકલંક હિંદુ ધરમે સમૂળું તમે
ફિટાડયું પ્રીતિભક્તિથી દલિતભેદને ટાળતાં.

પ્રબુદ્ધ તમ આત્મના તપ ચિરંજીવી ઝૂલશે
મનુષ્ય ઇતિહાસમાં—યુગ પ્રવર્તી રે'શે નવો.
નિરન્તર અનંત કાળ ધુધવી રહેશે, અને
સમૌન પૃથવી નમી નમન કોટિ દેશે તને!
પિતા પણુ નમું ય હું સ્મરણુદીપના ઓજસે
ધરી હૃદય મર્મથી તમ પદે કવિતા કળી.

कोलक

જેનું હૃદે મુકુર શું બનવા મથે છે
જેની ગિરા અસતનો નહિ સંગ સાંખે
લોકાર્ત્તિનાશન વિષે નિજ શ્રેય માને
તેવા મહાત્મ ચરણે મમ શીર્ષ ઝૂકે.

ગો.

## ગાંધીજીની જીવન ગરબી

હે ધન્ય ધન્ય મહાત્મા કર્મવીર ગાંધી;
હાંરે જેણે સ્વરાજ સમાધિ સાધી.—હે ધન્ય૦

પોરબંદરનો એ નરસૈયો;
કળિયુગનો એ કૃષ્ણ કનૈયો
કરમચંદ કામગારનો એ ચેલૈયો.—હે ધન્ય૦

પ્રથમ ટહેલ આફ્રિકા જઇ કીધી,
મદદ ટ્રાન્સવાલની લડતમાં દીધી;
માન ઇલકાબની પદવીઓ લીધી.—હે ધન્ય૦

જુલ્મ રસ હિંદવાસીએ બહુ પીધો,
જેલ મહેલ ગણીને મારગ ઝટ લીધો;
સત્યાગ્રહી વીરલાએ દિગ્વિજય કીધો.—હે ધન્ય૦

હિન્દીઓનો જન્મહક સિદ્ધ કરી આપ્યો,
અપમાન ભર્યો કાયદો એમણે ઉથાપ્યો,
સત્યનો સુમંત્ર હિંદવાસીઓમાં વ્યાપ્યો,—હે ધન્ય૦

ઇગ્લાંડ ફરી મહાત્માજી હિંદ માંહે આવ્યા,
સાબરમતીને તીરે આશ્રમો સ્થપાવ્યા;
નવજીવન યંગ ઇન્ડીયા એ છપાવ્યાં—હે ધન્ય૦

ખેડા જીલ્લામાં ખેડુત પક્ષ લીધો,
મહેસૂલ નહિં દેવાને ઉપદેશ કીધો;
ધર્મવારે સત્યાગ્રહ ત્યાં શરૂ કીધો—હે ધન્ય૦

સ્વદેશતણી ભાવનાની બંસરી બજાવી;
ભારતભૂમિ ધર્મની નોબતથી ગજાવી,
હિન્દુ મુસલમાનની એકતા જમાવી—હે ધન્ય૦

નાગપુર કોંગ્રેસ મહાસુખકારી,
કુલીન કળા મહાત્માજીની ન્યારી ન્યારી;
હજારો દેશબંધુઓને લાગી અતિ પ્યારી—હે ધન્ય૦

રેંટીયાનો ઉપદેશ હિંદ માંહે ફેલવ્યો.
લોકમત અહિંસાનાં વ્રતથી છે કેળવ્યો.
ખાદીનો સંદેશ અખિલ હીંદમાં ફેલવ્યો—હે ધન્ય૦

ગૌમાત ને અંત્યજો ઉદ્ધાર્યા ધર્મ નેમથી
દુકાળીયાને પાળ્યા છે સત્યનીતિ રહેમથી,
મજુર લોકો ચાહે છે અંતરનાં પ્રેમથી—હે ધન્ય૦

અલીબંધુ, લાલ, માલવીયાજી, નહેરૂ, ખાસ છે,
કીચલુ, આઝાદ, હકીમ, સી. આર. દાસ છે;
નારી રત્ન સરોજીની, વીઠલ, વલભ ખાસ છે—હે ધન્ય૦

ઢસાના દરબાર ગોપાળદાસ હરીશ્ચંદ્ર છે;
રાજયોગી ધર્મભોગી ઇન્દ્રના જે ઇન્દ્ર છે,
રાજના વિલાસની આહુતિ જેનું કેન્દ્ર છે—હે ધન્ય૦

એવા મહા રત્નો આ હિન્દ કાજે જાગ્યા,
દેશભકત બની દેશ કાર્ય માંહે લાગ્યા;
ધર્મ કાજ સર્વે સુખ સાધનોને ત્યાગ્યાં—હે ધન્ય૦

સ્વરાજ ને ખીલાફત પંજાબ ન્યાય કાજે,
પરાધીન ભારત માતાનાં દુઃખ દાઝે;
અસહકાર મંત્ર સૌનાં દિલમાં વિરાજે—હે ધન્ય૦

અહિંસક યુધ્ધે યોદ્ધાઓ જેલ જાય છે,
જેલ ગાઝી અસહકારીઓથી ઉભરાય છે;
તેમ તેમ હિન્દનો ઉદ્ધાર તો દેખાય છે—હે ધન્ય૦

હિન્દ માટે દેવી કસ્તુરબા પવિત્ર છે,
હરિ, મણિ, રામદાસ, દેવદાસ પુત્ર છે;
કેસરી કુટુંબના સદ્દગુણો પ્રસિધ્ધ છે.—હે ધન્ય૦

દાદાભાઇ, ગોખલે, તિલક લોકમાન્યની,
અચળ કીર્તિ કરી સ્વર્ગવાસી સત્યવાનની;
દરકાર નહીં ધરી જેણે માન અપમાનની.—હે ધન્ય૦

મહાભાગ્ય માનો સૌ ધન્ય અહમદાવાદીનાં,
ખાદી નગરમાં પોષાક ધન્ય ખાદીનાં;
વચન કોંગ્રેસ વદે ભારતી આબાદીનાં—હે ધન્ય૦

પ્રાચીન પદ્ધતિથી રાષ્ટ્રીય શાળા ખોલી,
ગાંધીજીએ ફંડ માટે ધરી ખાંધે ઝોળી;
બાળકો શીખે છે રાષ્ટ્ર વિદ્યા અમોલી.—હે ધન્ય૦

મહાત્માનું કુરૂક્ષેત્ર ધન્ય બારડોલી;
અહિંસાનું તીર્થ ધન્ય થર્માપોલી;
જયનાદ બોલી ઘૂમે સત્યાગ્રહીની ટોળી.—હે ધન્ય૦

હિન્દુ, મુસલમાનને પારસીઓ ઉપર પ્રેમ છે,
યહુદી, શીખ, ખ્રિસ્તી, અંત્યજ ઉપર પ્રેમ છે;
યોગીરાજને સદા વહાલામાં વ્હાલો પ્રેમ છે.—હે ધન્ય૦

મિત્ર ઉપર પ્રેમ તેવો શત્રુ ઉપર પ્રેમ છે,
પશુ પંખી પ્રાણી ઉપર પ્રેમનીજ રહેમ છે;
રાજહંસ કહે છે કે પ્રાણ મારો પ્રેમ છે.—હે ધન્ય૦

અલખ ધૂન જગાવી છે રામરાજ કાજે,
શાન્તિ પાઠ પઢાવ્યા પઢે છે લોક આજે;
સ્વરાજ કાજ હસ્તે મુખે જેલમાં બીરાજે.—હે ધન્ય૦

અમેરીકન કહે છે કે ઇશુ અવતાર છે,
જાપાન ચીન કહે છે કે બુદ્ધ અવતાર છે;
હિંદ આખું કહે છે શ્રીકૃષ્ણ અવતાર છે.—હે ધન્ય૦

વાટે ગવાય ગાંધી હાટે ગવાય ગાંધી,
છાપે છપાય ગાંધી ગ્રંથે લખાય ગાંધી;
દાસ રામજી કહે સ્વરાજતાજ ગાંધી.—હે ધન્ય૦

૧૯૨૨ કવિ રામજીભાઇ

## મહાત્માને અંજલિ

પ્રભુના પુણ્ય ધામેથી સરેલા આર્યકુન્જમાં,
મહાત્મા ઓ, રમાત્મા ઓ, ગ્રહો આ અંજલી હવાં!
સ્નેહ ને સમતા કેરા આદર્શો જીવતાં તમે,
મોંઘેરા બલિદાનોથી શીખાવ્યું મનુવર્ગને!
તમારા મંત્રને માર્ગે વહે છે સહુ માનવી,
ઉષાના અજવાળામાં સૌન્દર્ય જયમ આર્તવી!
જડે ચૈતન્ય ચેતાવ્યું, નઠોરે આર્દ્રતા દ્રવી,
શકે પારસના પાસે લોહે સૌવર્ણતા ભવી!
મહા પ્રલયના વાયુ સંકેલ્યા જગ રેલતા,
થઇ એવા સ્મરારિ શા વિદારી જગવેદના!
વર્ષો કેરી અનાવૃષ્ટિ અન્તે વર્ષા સમા તમે
ઠારો છો આત્મ-ઊંડાણે ઠરેલા તલસાટને!
તૃષાએ અતિ પીડાતા રણે હરિણ શા મને
તમે જીવનમાં લાધ્યા, નિવાર્યા ભય-તાપને!
હજારો પુષ્પની માળા કદાપિ ગૂંથીને ધરૂં,
હજારો આંસુડાં કેરી માળાઓ ગૂંથીને દઉં,
કૃતજ્ઞતા તથાપિ ના દર્શાવે ઉર આ જરી!
શકે ચાતક સ્વાતિનાં બિન્દુ સ્તવી ય શું જરી?
તથાપિ મેજ હૈયેથી સ્ફુરેલાં ઊર્મિ કાવ્યને,
સ્વીકારી લો, સ્વીકારી લો, ઉરે અંજલિ કાવ્યને!

રસિક ચિ. ત્રિપાઠી

# ભીલોનું ગાંધીગીત

: ભીલોડી ગીતનો ઢાળ :

ગાંધીનાં ગીતાં ગાઓ, ઓ, ભીલભાઇ, ગાંધીનાં ગીતાં ગાઓ,
ગાંધીનાં મનખાં[1] થાઓ, ઓ, ભીલભાઇ, ગાંધીનાં મનખાં થાઓ.
અલક-[2]મલકનો માનીતો ગાંધી મનખા જેવો પણ દેવ,
હુરગ[3] સોડી[4] આપું[5] દખીયાને કાજે, આઇઓ[6] ધરમનો દેવ—ગાંધીનાં૦
દખીયાનાં દખ દેખી કકળી ઉઠે, એના કાળજડાંની કળી,
ભૂખાંની ભૂખ એને ભરખી જતી, એણે કાયા નાંખી દળી—ગાંધીનાં૦
ઉંચા નીચાના એને ચાળા ગમે નહિ, નાગા ઉઘાડાને કાજ,
ભીલાંને ભાળી લંગોટી વાળી એણે, એવો ગરીબ નવાજ—ગાંધીનાં૦
ધરમ, હાચ, ને બહાદરીની નવલી[7] ઝંડી રોપી,
વેઠવારા વળી જોરજુલમથી બચાવે ગાંધી ટોપી—ગાંધીનાં૦
જીવ મારો નથી ચોરી કરો નથી, ગાંધીવાળા[8] જો થાઓ,
[9]હુરો ખાઓ નથી, [10]ભાંગ પીયો નથી, ઈદારી[11] રમવા ન જાઓ—ગાંધી૦
ઉંગળવા પડહે ને ધુંગળવા[12] પડહે, [13]સોરાંને ભણવા ભેજો,
[14]ડગરાં મટીને મનખાં થહો માટે દીકરીના દુકડા[15] ન લેજો—ગાંધીનાં૦
બીકણ બલાડાં મટી વનના ઓ વાઘો, ઝટ દઇ જાગી જાજો,
ડામોર,[16] ભાભોર,[17] નીનામા,[18] હુંગાડા,[19] હુગળા[20] બહાદર થાજો—ગાંધી
ટોપાંવાળાને સલામ કેવી? જેણે દનિયા બાંધી,
એક બડો બાબો રામ છે સાહેબ, બીજા ઠક્કર ને ગાંધી—ગાંધીનાં૦

ઇશ્વરલાલ વૈદ્ય 'ભીલાંના વૈદ'

---

૧ માણસો. ૨ દુનિયા. ૩ સ્વર્ગ. ૪ છોડી. ૫ આપણું. ૬ આવ્યો. ૭ અવનવી. ૮ ભીલો ખાદી ટોપીવાળાને ગાંધીવાળાના નામે ઓળખે છે. ૯ દારૂ. ૧૦ તમાકુ. ૧૧ ધાડ પાડવા. ૧૨ નાવું ધોવું પડશે. ૧૩ છોકરાં. ૧૪ ઢોર. ૧૫ દોકડા. ૧૬-૧૭-૧૮-૧૯ કુળોના નામ. ૨૦ સઘળા.

# સાબરમતીના સંતનું ઇંગ્લાંડથી શુભાગમન

(મુક્તધારા છંદ)

"સાઠીએ તો બુધ્ધિ નાઠી," આ સૂત્રને ખોટું પાડી
ગાંધીજીએ વૃધ્ધ વયે કીધો ચમત્કાર:
ગોળમેજી ચાલ કેરી બાજી તત્કાળ જાણી
રાખીને સંભાળ બહુ કરી તકરાર;
દિન પર દિન અને માસ પરે માસ વહ્યા—
"આજ આવો, કાલ આવો"-મિષ એ અપાર:
મેકનું મુત્સદ્દીપણું મહાત્મા ના કળી શકે?
"શેર મથે સવા શેર" એજ એનો સાર. ૧

સારા સારા કોલ આપી, મીઠા મીઠા બોલ બોલી
હિન્દી નેતાઓને મેકે બોલાવિયા દૂર:
"ગોળમેજી આવશો તો સ્વરાજમાં ફાવશો રે,
માગો એવું આપી દઇ સંતોખું જરૂર!"
રાવ અને રાજ બહુ, નવાબ નિઝામ સહુ
જરદાર, સરદાર થવાને આતુર:
વ્હાણ ભરી ભરી ગયા, 'જાન' જાણે લગ્ન કેરી—
જ્ઞાનમાં તો કેટલાક મીંડે (૦) મશહૂર! ૨

'મેકીઆવેલી'નાં મક્કરો તો આજે જગ જાણે,
યુરોપનો પીઠ એક રાજતંત્રી એજ;

આધુનિક કાળ તણો મેકીઆવેલી જો દેખો,
મેંકનેજ માન એવું ઘટે છે ખરેજ:
વાણી એની એવી મૃદુ-અર્થ કો ન જાણી શકે,
સામાઓને આંજી દીએ એવી પ્રભા સ્હેજ,
કહેવાતા નેતાઓને મૌલવી મૌલાઓ બધા
ઠગાયા, ફસાયા, ઝંખવાયા મેક તેજ! ૩

વક્ર એવું ચક્ર જ્યારે ગોળમેજી કેરૂં જાણ્યું
ત્યારે માન્યું સૌએ એનો આદિ કે ના અંત;
ગાંધીજીએ બહુ બહુ પ્રયાસો તો કરી જોયા—
ચક્રછેડો ક્યાંથી પામે સંત કે મહંત?
વ્યથા વાદો સંવાદોમાં સમયનો વ્યય જોઇ
ગાંધી વીરે લીધો માતૃભૂમિ કેરો પંથ;
સુણીને વ્યાખ્યાન એનું બ્રિટનને ભાન થયું—
કેવી અધોગતિ પામ્યું હિન્દ ધનવંત! ૪

શ્રમ ગયો વ્યર્થ તેનો ગમ શો, સમર્થ વીર!
આવ ભલે, ભેટ નિજ માતને સહર્ષ:
બ્હેનો ને બન્ધુઓ તુજ નિશદિન ઝંખતા કે
"ક્યારે આવે, ક્યારે આવે વીર એ આદર્શ?"
પધારી આજે તું હવે વધારી દે ઉરઉરે
આનંદના ધોધ દઇ સૌને દર્શસ્પર્શ:
અરે હિન્દ જાયા! તને ચાહે રંક રાયા બધા,
કોણ કરે તુજ વિણ દેશ ઉત્કર્ષ? ૫

કોઇ તને સંત કહે, કોઇ તો મહંત લહે
કોઇનું આ મંતવ્ય છે 'એ તો ખરો પીર;'
કોઇ ઋષિમુનિ ધારે, યોગી યતિ યે 'ઘણા રે,
કોઇ વળી કહેશે 'ધાર્યું' પ્રભુએ શરીર!'
કોઇ વળી એવું પણ કથન ઉચ્ચારશે કે
'ઇશ્વરના દૂતનું છે એનામાં ખમીર!'
નામ ભલે અનેક હો, કામ તારૂં એકધારૂં:
હું તો તને સમજું છું "દેશપ્રેમી વીર." ૬

ભોગ કૈં અનેક દેવા દેશ માટે જોગ લીધો,
એજ ખરો યોગ હું તો માનું કળિકાળ;
સ્વાર્થત્યાગી નિત્ય પરમાર્થમાંજ મચી રહ્યો,
તનમનધન હોમી દીધું તેં ખુશાલ;
ગાંધીયે સમાધિદ્વારા દેશની ઉપાધિ ટાળી,
શમી ગઇ શાહીવાદી આંધી વિકરાળ,
ફરી એક વાર કહું, ભલે તું પધાર વીરા!
હિન્દતણો જીવ તુંજ–તુંજ એની ખાળ!

જહાંગીર દેસાઇ

તપસ્વી બ્રહ્મચર્યસ્વી
પ્રસન્નાત્મા સદાગ્રહી
વિરક્તિ સેવતાં નિત્ય
તરો ગંગા ત્રિકાલની
ગો.

## પૂજ્ય ગાંધીજીને

તમારા શબ્દોએ યુવક–યુવતી દેશભરનાં
ત્યજી શીળી છાયા નિજ ગૃહતણી ને પ્રણયની
પડે કારાવાસે, કુસુમ સમજી જાલિમ તણી
શિરે લાઠી કેરા સ્મિત સહિત ઘાવો ઝીલી રહે.

તમારા શ્વાસે ને કદમ કદમે, શાસક તણા
ઉડે સામ્રાજ્યો, ને દલિત જનનાં દુઃખ શમતાં.
દબાતી, પીડાતી નરપશુ તણો ભોગ બનતી,
ગઇ કાલે નારી તમ સ્મિત થકી શર બનતી.

હજારો વર્ષોથી જગતભરમાં શાસક અને
ચુસાયેલાં કેરાં અતિ વિકટ યુદ્ધો મચી રહ્યાં;
અહિંસાના માર્ગે, હૃદયભરનો પ્રેમ ખરચી
જીતેલાને જીતે નવીન રીતિ એ તો તમતણી.

ઇશુએ ને બુદ્ધે જીવનભર શોધે મચી રહી
અહિંસાની, એથી મધુર બનતા પ્રેમ પથની
ભલે જ્યોતી રેખા નિરખી, પણ એથી જગતના
પીડાયેલાંઓને જગત મહિં મુક્તિ નવ મળી.

ચુસાયેલાં કાજે જીવનભર જે વિગ્રહ લઢ્યાં,
પડ્યાં કારાવાસે, વિધવિધ પ્રકારે દુઃખ સહ્યાં,
નવી દૃષ્ટિ આપી ચખવિહીન ભોળા જગતને
ભલે તેણે, કિન્તુ હૃદય થકી દ્વેષો ન વિસર્યાં.

હજારો લોકોએ નિજ નિજ તણી ભેટ ઠલવી
તમારી પાસે, ને કવિત કુસુમોને કવિજને
ગુંથી લીધાં તેની અતિ મધુર માળા બની રહી,
ન તેમાં શોભે આ, પણ નહિ સ્વીકારો હૃદયથી?

ગુલાબદાસ બ્રોકર

## બોખું સ્મિત

હૃદય દુભવાઇને બીસું દહે અતિપીડિત
પ્રકાટત થઇ ભ્રૂભ્રગ્લાનિ, ક્રમી, રૂંધતી ઉર
ઘડિક સહતા સર્વે પ્રાણો અચેતન મૂર્છના
નયન સહસા બોખા ડોસા તણી છબિએ ગયાં.

સ્મિતભરી હસે આંખો શીળી, પ્રભા ધવળી સ્ફુરે
અરધપરધા બાકી દાંતો હસે ખખડાટથી
મુજ હૃદયનાં દૈન્યો દેખી શું હાસ્ય સ્ફુર્યું! શું વા
ઉરમથનનાં ઝેરો પીને હસે વિજિતેન્દ્રિય

તનસુખ ભટ્ટ

# યુગદેવ

[ઢાળ : વ્રજરાજ ! ત્હારી વાંસળીએ]

હો યુગદેવ! પૂજું પાવડીઓ :
કંઇ ઉઘાડી ત્હેં અમ આંખડીઓ,
યુગદેવ! પૂજું પાવડીઓ.
કંઇ ખીલાવી ત્હેં ઉર પાંખડીઓ,
હો યુગદેવ પૂજું પાવડીઓ,

માત મુક્તિના મન્ત્ર મધુરા
શીખવ્યા વગાડી વાંસળી, હો!
યુગદેવ! પૂજું પાવડીઓ.
વધાવું ભરી ફૂલ છાબડીઓ,
હો યુગદેવ! પૂજું પાવડીઓ.

મોહજાળ તિમિર મહીં એ
ભૂલ્યાં હતાં સૌ વાટડીઓ,
યુગદેવ! પૂજું પાવડીઓ,
અંધાર વિદારતો ચાંદલિયો,
હો યુગદેવ! પૂજું પાવડીઓ

દુઃખે ડૂબેલાં બન્ધુ અને એ
દુઃખે ડૂબી'તી ગાવડીઓ,
યુગદેવ! પૂજું પાવડીઓ.
તારી ત્હેં અમ નાવડીઓ,
હો યુગદેવ! પૂજું પાવડીઓ.

શાન્તિ નીતિના પાઠ ભણાવી
વરસાવી સુખ-વાદળીઓ,
હો યુગદેવ ! પૂજું પાવડીઓ.
વધાવું ભરી ફૂલછાબડીઓ,
હો યુગદેવ ! પૂજું પાવડીઓ.

મૂળજીભાઇ પી. શાહ

## ગાંધીજી તો

ગાંધીજી તો ગુણિયલ ગરવા,
દેશ તણા ઉદ્ધારક છે;
ડુબતી દેશની નૈયા કેરા,
સાચા મોહન તારક છે.—

સ્વતંત્રતાના ચિરજીવનના,
મોહન ખાસ વિચારક છે;
હિન્દ ભૂમિના પુત્ર પનોતા,
સહુના હૈયાઠારક છે.—

જુગ જુગ જીવો મહાપુરૂષ એ,
દેશ તણા દુઃખ હારક છે;
સ્વદેશીના ચાહક, ગરીબોના,
પાળક એ સુખકારક છે.—

મુક્તા મંગળજી ઓઝા

# બાપુની દાંડી કૂચ

"ઉગ્યા હજી ના અરુણી સવારે
નિશાંતનું જોર હજી જણાય;
પિતા ગયા ક્યાં વળી ભાઈબ્હેન
મુકી મને કેમ ગયાં બધાંય?!

જનો ધસે ક્યાં સહુ પૂરવેગે
અધીર ઘેલા થઈ કેમ દોડે?
ધમાલ આવી કદિ નાહિ દીઠી!
નૃપાલ કેરી નીકળે સવારી?!

મને લઈ જા જહીં ભાઈબ્હેન
ગયા પિતા ત્યાં, ન લગાડ વાર."

"વીરા આ માનવી ટોળાં વચ્ચે માર્ગ મળે નહિ,
જ્યારે આપણાથી ના: જો, આ લોકસમૂહને.

ધોળું જણાય સઘળું બટમોગરાશું
ઓ, આવ, બાળ! અહિં જો, પયની નદીશું?"

"જોયું ગમે ઇતર ના, લઈ જા મને તું
જ્યાંહિ જતા સકળ આં જન ત્યાંહિ જાવું."

હઠે ચઢયો તે રઢ નાહિ મૂકે,
માતા પટાવે બહુ પેરે તેને;
અંતે રહ્યો ના કંઇ યે ઉપાય,
લઇ ગઇ જ્યાં ઠઠ બેશુમાર.

મહાયત્ને ખ્હોંચી વિશદ જહીંથી સર્વ ધસતું
ઉતારી સ્કંધેથી નિજ તનયને પ્રેમ કરતી.

* * *

અને આવી લાગ્યું ત્વરિત ગતિએ કૂચ કરતું
મહાત્મા ગાંધીનું કટક અતિ ઉલ્લાસ ધરતું.

બનીને બ્હાવરો બાપ પૂછે, આ સાધુ કોણ છે?–
ગ્રીવાએ સૂત્રની માળ ધરી છે યષ્ટિ હાથમાં!
કપાળે કંકુનાં ટીલાં કર્યાં! કેમ હસે ઘણું?
ઉઘાડે વાન ચાલે કાં જાત્રાનું વ્રત આકરું?!

કયા ધામે જવા ધારે, ક્યારે તે વળશે ફરી?
કયાંથી એ આવતો આજે વૃદ્ધ બટૂકજી?

ખરે એ સંન્યાસી સકળ જનની પીડ હરતો,
અહિંસા સત્યે એ અચલ ઉર વિશ્વાસ ધરતો;
મહા શાંતિનો એ પરમ જપ હંમેશ જપતો
અને વૈરીઓના શુભ હિત તણું ધ્યાન ધરતો;

ચહાનારો સૌને નિજપર બધું એક સમજે,
નથી વૈરી ભાવો મુકુર સમ એ સ્વચ્છ હૃદયે,
હૃદે એનું દાઝે દલિત જન કંકાલ નિરખી
દશા હિંદીઓની અવનત, દયાપાત્ર, કપરી.

પ્રજા કલ્યાણાર્થે નિજ વતનને મુક્ત કરવા,
અધીરો ડોસો આ પશુબળ બધું મ્હાત કરવા,
સિધાવે છે આજે જુલમ જડ ઉચ્છેદ કરવા,
સ્વરાજ્યે સર્વેનું પરમહિત સૌભાગ્ય ઘડવા.

જગે પંકાયો છે: સુગત સમ એ ઇશુ સરખો,
વળી કોઈ એને જિન પ્રભુ મહાવીર સમજે,
ઘણા યે હિંદીઓ હરિ અવતર્યા એમ સમજે,
મહાત્મા યોગી છે સુકલકડી શો દેહ ધરતો.

જતો દાંડી તીરે નિમક કર નિર્મૂળ કરવા
અંતે એ ઉચ્છેદે પરમ દશાયે ઘાવ કરવા.

"ન ધારે શસ્ત્ર એકે ય તથા અસ્ત્ર ન પાસ છે,
એવા આ સૈન્યથી શત્રુ પરાજિત કદી થશે?"

અહિંસા આયુધે સજ્જ સેના આ અભયે સજી
ઝીલીને ઘાવ, વેરીને મ્હાત એ કરશે નકી!

સેના દેખાય નાની છો, દેશમાં પ્રાણ પુંકશો;
અને સત્યાગ્રહી એવા અસંખ્ય સાથ આપશે.

*　　*　　*

વધાવે માંજનો સેના, પોંખે છે પુર અંગના,
અને લોકો વહા દેતાં કરે છે જય ઘોષણા!
સાયક શું છૂટે ચાપ, વીજ આભ ઝબૂકતી!
તેવી આ દ્રુત વેગિલી સેના પંથ વિષે પળી.

૧૯૩૦ ગોકુળભાઈ ભટ્ટ

## શ્રેષ્ઠ સર્જક

કો સંગીતી મનુજ-ઉરની ઊર્મિને વાદ્ય-તારે
જન્માવે, કો કઠિન પથરે શિલ્પી સૌંદર્ય કોરે,
પીછીંથી કો કુથની લખતું માનવી પ્રકૃતિની,
સૂરે મૂર્તિ કવિજન ઘડે શ્રેષ્ઠ કો કલ્પનાની.

કિન્તુ તેં તો હૃદયભરતી વેદના સર્વ તારી
કોરી કોરી વિમલ સ્મિતની મૂર્તિ છે એક દોરી!
ઓઠે તારે ત્રિભુવનજયી મૂર્તિ એ નિત્ય રાજે,
વિશ્વે સૌને તુજ મહદ્ એ સર્જનોથી નવાજે.

પ્રહ્લાદ પારેખ

# આખરી નિરધાર

[ વાઇસરૉયે મુલાકાતની ના પાડી ત્યારે ]

છેલ્લો ધર્યો'તો હાથ મેં પણ તેં દીધો ધિક્કાર!
છેલ્લાં ધર્યાં'તાં ફૂલ મેં પણ તેં દીધો છટ્કાર!
હૈયું ચીરી બતલાવવા બહુ યે ધરી મેં હામ
બ્રિટન! દીધા પણ તેં અરે! મમ ઉર ઉન્હા ડામ!

બળતું હતું હૈયું ઊંડા દુઃખ દાહથી
દેખી પીડાતા દેશને અન્યાયથી
દાબી રહ્યો'તો એ ભીતર બહુ યે મથી!

રૂક્કો ધર્યો દીલેરીનો ભુક્કો કર્યો પણ તેં,
કૂપો ધર્યો ચિર શાંતિનો ફોડી દીધો પણ તેં,
વંટોળ વસમો ખાળવા આડા ધર્યા મેં હાથ–
બ્રિટન! દીધા પણ તેં મને જંજિરના શરપાવ!

દાટા દીધેલા દાહ આજે ઊઘડે,
અંગાર થાતાં મુક્ત ચોગરદમ ઊડે,
અણુએ અણુ મુજ અંગનું રમણે ચડે,

બ્રિટન! સવેળા મોતને પરખી જરી લેજે!
આ આખરી નિરધારને નાણી ભલે લેજે!
ડમરુ બજે અમ મોતનું તું તાલ તો દેજે!
કુરબાનીનો આતશ જગે જરી જોઇ તો લેજે!

ઓ વિશ્વનાં સંતાન! ઊંચું ન્યાળજો,
અમ રક્તનો આ ધોધ ઊડતો ભાળજો,
રાતું કસુંબલ શૌર્ય ધગતું દેખજો,

ભાળી કદી હૈયું હલે તો હાય ના દેશો,
કોમળ અને નિર્બળ કહી કો' શાપ ના દેશો!
બલિદાનનો અમ ધૂપ ભરશે આંખ તમ એવી!
ખેંચાઇ હોમાશો સહુ એ ઝાળને જોઇ!

ઓ માનવી આઝાદ! ઘેલો ના થજે!
વીતી ગુલામી આજ ભૂલી મા જજે!
ગરદન અમારી ફાંસલો તું ના થજે!

ધોવા તમારો મેલ હોમાવા અમે બેઠાં,
કૃતાંત અજગરના મુખે હસતાં અમે પેઠાં!
અમ એક બિંદુએ જગત્ સૈકું વધી જાશે,
હોશું ન હોશું છો અમે, પણ સૌ સુખી થાશે.

ફટફટ અહીં માથાં નિરાંતે ફૂટશે,
દડદડ ભૂમિ પર રક્તછોળો છૂટશે,
ટાઢું હશે તો યે કલેવર કુદશે!

એક હાક પડતાં તો સૂતાં મડદાં ઉઠી ધાશે,
જોબનવતા પ્રિયકર ફગાવી જુદ્ધમાં જાશે!
રસબસવતી લલના મગર, રણચંડિકા થાશે,
પદપદ ખડકતી ગંજ શબ એ ખેલતી જાશે.

પીંડો ચડચો છે આજ પાવક ચાકડે,
ભૂગર્ભ દુર્દમ વેદનાએ આરડે,
ઉદધિ ઉરે જ્વાળા ભયંકર ભડભડે!

ઓ વિશ્વના દાવાનલો! પસરી અહીં જાજો
વિકરાળ ઓ વડવાનલો! ખેલી અહીં જાજો.
જુગજુગ ભૂખ્યા ઓ કાળ! મિજબાની કરી લેજે,
સો સો ભુજાઓ સામટી માંડી અહીં દેજે!

૫-૧-૧૯૩૨ રમણ સોની

## સુકાની

ઉંડા અંધારામાં નવ ગમ પડે માર્ગ વધવા,
તરી તોફાનોમાં નવ રહી શકે થીર સરલા;
હુલેસાંઓ મારી ભુજબલ ગયું કાયર બની,
વળી વા ચે સીધો નવ ફરકતો કોઇ દિશાથી.

અમારા ટંડેલો મથી મથી રહે માર્ગ પુગવા,
છતાં દેખાયે ક્યાં તલ ભર ધરા આશ પુરવા?
પ્રભો! આ વેળાએ હૃદયપટમાં હામ પુરજે,
અમારી કિશ્તીને સરલ ગતિએ તું ચઢવજે!

પણે જોને પેલો અમ તરણિનો દોર ધરતો
વિમાસે દુ:ખી છે નિત નિત નવા યત્ન કરતો;
મહાત્મા સુકાની વ્રત કઠિન ધારી ચલવતો
સુકાની એવાનું પ્રતિપળ પ્રભો! શ્રેય કરજો.

ગોકુળભાઇ ભટ્ટ

# વિજય પ્રસ્થાન

[ગાંધીજી રાઉન્ડ ટેબલ કોન્ફરન્સમાં ગયા ત્યારે રચેલું]

નિસર્યો વિજયને વધામણે
હો, મહાત્મા,
નિસર્યો વિજયને વધામણે!

'પર્વતની રાણી' એ'ને આપે વિદાય,
દિશા પશ્ચિમ જો ઉભી ઓવારણે:
દશે દિક્પાલ ઉભા એના સંરક્ષણે;
લાખોના હૈયાં વળામણે!
હો, મહાત્મા—

પગલે પગલે એના પડતા વિજ્યાક્ષરો,
ભૂંસી શકાય ના કો કારણે:
ઘુઘવી સાગર ઘોર: ગાતો એનાં ગીત
ને થાતો પાવન પ્રક્ષાલને!
હો, મહાત્મા—

સાતે સમુદ્રપાર સાબરમતીનો સંત,
ચાલ્યો સ્વતંત્રાને કારણે:
કુદરત કોડામણો ને ત્યાગે સોહામણો,
સુવે સાદડી ને આભને આચ્છાદને!
હો, મહાત્મા—

અર્ધાં વસ્ત્રે ફરે પ્રભુનો પયગમ્બર,
પ્રબલ છે પ્રભુજીના પાર્થને:
'દરિયાની રાણી' મુગ્ધ તપસીના ત્યાગથી,
આતુર છે એ'ના મનાવણે!
હો, મહાત્મા—

ભૂખ્યા ભારતીઓને કાજે ઉભો છે
આજે એ બ્રિટનને બારણે:
સાચી સ્વતંત્રતા સન્તતને સાધવી,
આનન્દશે ભારત ઉદ્ધારણે!
હો, મહાત્મા—

જનાર્દન પ્રભાસ્કર

## દરિદ્રનારાયણ

: પૃથ્વી :

પ્રભુ પ્રગટ ભૂતલે, સલિલને ઝૂલે પારણે,
હસે રજની તારલે, ગગનને વિતાને રહ્યા,
કદી પ્રકૃતિઅંકમાં, જગજને નિહાળ્યા હતા.
તમે પતિતમાં, દરિદ્રજનમાં દીઠા દેવને!
હરી દુખદરિદ્રતા નવ-વિધાનનાં શસ્ત્રથી,
દવાનલ જળ્યાં જગે સુખદ શાંતિ ભદ્રંકરી.
તમે વિમલ પાથરી; સહનશક્તિના મંત્રથી,
દુખી જગતના બન્યા અજબ એક ધન્વંતરી.

ઉમાશંકર જોષી

## મહાત્માજી દ્વારા પરમાત્માનો સંદેશો

(કુંજલડી સંદેશો અમારો એ ધ્રુવ)

મોહનજી સંદેશો અમારો જઇ જનતાને કહેજો જી રે,
વાસી વૈકુંઠના જન્મે જમ્બુદ્વીપ પોષી પરસ્પર રે જો જી રે—ટેક.

પ્રગતિ વિરુદ્ધ પ્રજા પડે જાય રસાતલ દેશ,
ઉચિત ધર્મ ક્રાંતિ બળે પાળું હું પરમેશ.
જનની સેવા એજ યુગનો આદેશ છે,
લાવો અમુલખ લેજો જી રે—મોહનજી.

બળબુદ્ધિ ધનધર્મથી જનહિત જો ન સધાય,
સમધારણ કરવા ચહું શાંત અશાંત ઉપાય.
જનતાકલ્યાણે આપો આહુતિ,
નહિતર દાવાનળ સ્હેજો જી રે—મોહનજી.

મુજ મંગળ સર્જન રથે સારથી શુદ્ર સમાજ,
ચૂર્ણ થશે તે ચક્રથી જે અટકાવે આજ,
તરવાનું હોય તો દીન દલિતની
પ્રેમ ગંગામાં વહેજો જી રે—મોહનજી.

અંધ કવિ શ્રી હંસરાજ

# જાદુગર

બુદ્ધસમાન અહિંસા મૂર્તિ !
ઇશુસમા હે પ્રેમલ મૂર્તિ !
યાદવવીર શા યોગની મૂર્તિ !
હે તું જાદુગર.

સુઆશ વિશ્વે સ્ફુરાવનારા,
ભારતરોગ મિટાવણહારા,
પાંત્રીસ કોટિ હૃદે વસનારા,
વ્હાલા જાદુગર.

સત્ય પ્રેમ તપ ત્યાગ અહિંસા,
શરીર ધરી ઉતર્યાં અવનીમાં !
જોટો ક્યાં ય જગે જડે ના !
અપૂર્વ જાદુગર.

તારા ચિત્તતિમિરની પાળો,
તેજમૂર્તિ, અમ પંથ ઉજાળો,
રચ્યો હિંદનો પંખીમાળો !
ગાંધી જાદુગર.

પિપાસુ

# બાપુને

: શિખરિણી :

અમે બુદ્ધિ–બાંધ્યાં નિયત ચકરોમાં જ ઘુમીએ;
અમે તર્કે ઘેર્યાં પરિચિત ચિલ્લામાં જ ભમીએ;

અમે પંડિતો સૌ નિપુણ જગની ક્ષુદ્ર નીતિમાં,
ઠરેલા, પ્હોંચેલા, ખટપટી પુરાકૂટ રીતિમાં!

અમારે તો આ બે નયનદિવડે રોશન થવાં,
પરાત્પરનાં ગાનો જડ યુગલ કર્ણે જ સુણવાં!

ભર્યાં બ્રહ્માંડોમાં અમ પગ પુગે તે જ ખપનું:
હથેલીમાં ના તે સકલ ગણતા માત્ર સપનું!

તમે કારાગારો જડ કરણનાં ભેદી વિહરો;
સુણો સૃષ્ટિ હૈયે નિરવ સ્ફુરતા સર્જક સુરો:

તમારા આત્માના અનવધિ ઉંડાણો ન અમથી
કળાયે, બાપુ, કૈં; હૃદય નમવી તોય વિનતિ:

તમારી દૃષ્ટિના સુભગ શિવ ભર્ગો અમ બને
પ્રભુપંથે નેતા; અધિક નથી કૈં આશ અમને!

૧૯૩૩ કરસનદાસ માણેક

# આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો

પુનિત સન્તોનાં વૃન્દ (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો:
મૈયા ભારતી સોહન્ત (૨)
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

કુંજે વસન્ત કંઠક ગુંજે નવ પ્રેરણા:
કોકિલા સુકંઠે ટહુકન્ત!
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

હૈડે રસચેતના જગાવે સ્નેહજ્યોત શી!
પિંડે બ્રહ્માંડ પ્રગટન્ત:
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

અન્તરમહીં ભક્તિ જગન્નાથ જન્મભૂમિની:
ઝગમગ કો ઓજસે લસન્ત:
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

શોભન જગમોહને બતાવી જીવન-માધુરી:
હિંદી નવ કોડે હસન્ત:
આજે ઉત્સવ રાષ્ટ્રદેવનો—

મંજુલાલ મજમુદાર

## મૃત્યુનો યાત્રી

"અરે ગાંધી રાજા!–" શબ્દ અધુરા એ રહી ગયા,
અને કંપી વાચા કહી નવ શકી તે નયનની
મૂંગી અશ્રુવાણી રહી ટપકી; ગાંધી ચરણમાં
પડીએ મૂર્તિ ને હજી–અણખિલ્યા–બુધ્ધ–ચરણે
અજાણી કે જાણે લચી પડી સુનીતા ઉરભીની.

હજી લોહીલેખો સૃજન ઇતિહાસે નવ સૂક્યા,
નવું પાનું તેવે લખવું અમીઆંકે શરૂ કર્યું
અનેરૂં ગાંધીએ; ગિરમીટ થકી હિંદી મજુરો
બચા'વા આફ્રીકા મહીં લડત સત્યાગ્રહ તણી
લડયા; પોતે વેઠી, હૃદય પલટાવ્યાં અરિ તણું.

નવેલા એ યુધ્ધે હૃદયવીર કો હિન્દ નબીરો
પડેલો, એની આ તરુણ વિધવા અશ્રુવચને
વદે: 'ગાંધી રાજા'! શિર ચરણધૂલિ પર સુહે.
નિસાસે દાઝયાં, ને ચખજલથી ભીંજયાં ચરણ; ના!
અરે! ભીંજ્યું! દાઝયું હૃદય! હજી તો ઉંબર પરે
ઉભો'તો એવાં કૈં શત સમરને વીર નર એ,

હજી તો પોતામાં શતશત લડાઇ લડવી છે,
લપેટી વિશ્વોને હજી ન પ્રકટ્યો પ્રેમ ઉરમાં
પુરો, તોયે આવી કરુણ કુરબાની નિજ કને
થતી, તેને સાક્ષી થવું કયમ ?! વલોવાયું ઉર એ
કંઇ એવું એવું પળ મહીં ઊંડું, વાણી નીતરી:

'અરે બાઇ! રો ના! તુજ પતિ મર્યો ના ગણીશ તું,
ગયો મુક્તિ કાજે સહુ તણી, થયો એ અમર છે!
અને ગદ્ ગદ્ કંઠે વધુ ન વદવા દીધ કંઇ તો,
પરંતુ ઊઠાડી નિજ કર થકી, ને ઉભી કરી
ખભે માયાળુ એ કર રહી ગયો, ને ઉભરતી
ઘવાએલી આંખો મહી ડબક ગાંધી ચખ ડુબ્યાં.
અને પોતામાં એ નયનજળ લાવ્યાં ભરી બધાં
હતી થંભી વાચા, નયન જળ થંભ્યાં પણ નહીં!

અચિંતા, ગાંધીના મુખથી શબ્દો કૈં સરી પડ્યા
અનાયાસે, 'બાઇ! તુજ સમ કંઇ હિન્દ રમણી
થશે સ્વામીહીણી, જનની ભૂમિ ત્યારે જ છુટશે,
—અને મારી ભોળી પણ તુજ શી જ્યારે થઇ હશે.'

ઉમાશંકર જોષી

સૈકાની સરતી ક્યાં એ જડતા મન્દ પ્રાણની
હૈયામાં જાગતી શી આ ઝંખના આત્મ ભોગની ?
ધ્રુવ તારક માતાનો, અગ્રણી આર્ય દેશનો,
પ્રેમમૂર્તિ જતો ગાંધી જુલ્મને જંગ ઝૂઝવા.
ઊઠો આજ મહાસો, થરર થડકતાં કેમ હૈયાં તમારાં ?
છૈયાં વ્હાલાં તમારાં સકરુણ વિલપે અસ્થિના માળખાં શાં
ગોંધેરી માતકેરાં પ્રતિપળ ઉરનાં હીર હીણાય તો યે
શાના સૂતા પડ્યા છો, વિષમય ભરખી ભૂરકી મોહકેરી ?
પૂછો વૃદ્ધાત્મ પેલા વિગત સમયને પૂર્વજોની પ્રતિષ્ઠા,
શૂરાને મૃત્યુકેરા ભય, તન ધનના મોહનાં ઘેન કેવાં ?
આવી ઊભો અમોલો અવસર રણનો, આંગણે આ તમારાં,
હાવાં આંહી વહે છે, અપયશ હરતી યુદ્ધની રમ્ય ગંગા.
આવો આબાલવૃદ્ધો, ધન ધરમ તણા ભેદ ભૂલી બધા યે,
આવો હિન્દી પ્રજાઓ, અરસપરસનાં વૈર વામી પુરાણાં,
આવો આ ધર્મયુદ્ધે, નિજ જનની તણાં દૂધ દૈવી દીપાવો,
માડીના મુક્તિયજ્ઞે, વિમલ બલિ થવા હોંશથી સર્વ આવો.

અને એ પડકારેથી સચેતન શબો થયાં,
પથ્થરે પ્રાણ પૂરાયા, માતરોમાંચ પાંગર્યાં.
વૃધ્ધાત્મા ઇતિહાસને નયન ના અદ્યાપિ જેવી ઉગી,
તેવી યુદ્ધતણી ઉગી શુભમયી, આજે મહાપર્વણી,
આજે હિંસઅહિંસનાં સમરની ભેરી બજી ભારતે,
ને કોડી ઘરકોતરો નિસરિયાં આબાલવૃધ્ધો રણે.
તેથી સાબ્રમતી તીરે મેદિની ઉભરાય છે.

ઉષા મુક્ત તણી પેખી હૈયાં આ હરખાય છે.
સૈકાની સરતી ક્યાંયે જડતા મન્દ પ્રાણની,
હૈયામાં જાગતી તેથી ઝંખના આત્મભોગની.
શો ઊલટે ધવલ સાગર ખાદી કેરો!
શો ઘૂઘવાટ જયઘોષ થકી ભરેલો!
ઉલ્લાસ શો ઉછળતો પ્રતિઅંગ માંહે!
શાં યજ્ઞમાં બલિ થવા પ્રતિરોમ જાગે!
કૃતનિશ્ચય ઓષ્ઠેથી, કરુણામય નેત્રથી,
ભવ્યતા ભરતો તેમાં વિશ્વસન્ત ઉભો દીસે.
"કાં મૃત્યુ, કાં વિજય"નો ધ્વજમન્ત્ર ધારી,
પીયૂષપૂર્ણ નયને જનતા નિહાળી,
નિઃશસ્ત્ર એ સમરનાયક ભારતીનો,
વેરી રહે સરળ ને શુચિ મુક્ત હાસ.
પ્રકૃતિ સરખાં બાનો ટેકો લેઇ પુરુષ એ,
વેગેથી ભરતો પ્હેલું ડગલું રણવાટનું.
ઔત્સુક્યથી ગમ્મતેળ નિહાળનારાં,
શા હર્ષથી ઉછળતાં કંઇ લાખ હૈયાં,
શી ધૂમ આ રિપુતણા મદ મોડનારી,
હેલી મચી તહીં રહી જયઘોષણાની!
અને જગત જાણે કે હિન્દે સ્વાતંત્ર્ય મેળવ્યું,
ક્ષારાબ્ધિને તટે માને સુખે હાસ રમી રહ્યું.

૧૯૩૦ મનસુખલાલ ઝવેરી

## બાણપથારી

હજારો ભાનુની ધરતી પરકમ્મા કરી વળી,
નહિ તોયે આગે ડગ કંઇ ભર્યાં આદિ મનુજે.
હજારો વર્ષોમાં વિકરી પશુતા, પોત અદકું
મનુષ્યાકારોમાં પ્રકટયું પશુએ, ને કહીં કહીં
ખિલેલા માનવ્યે બહુ બળ કર્યું સત્ય ધરવા;
ડુબ્યા મૌને યત્નો સતકણ ડૂબ્યો ના પણ છતાં.

કરેલા સંસારે અગણિત ગુન્હા કૈંક સદીઓ
યથેચ્છાએ વેર્યા અડગ ઢગલા, તે નિજ પરે
ધીરે ઓઢી લેતું હૃદય કુમળું એક પ્રકટયું
અનેરા કારુણ્યે પતિત પડખે જૈ રહ્યું ખડું.
ચુસાશે પોતે કે દબી મરી જશે તે ડર વિના,
ઉગારી પ્હેલાં સૌ, પછી જ ચહ્યું પોતે ઉગરવા.
અને એ પાપોના દફન કરવા પુંજ સઘળા,
બિછાયું એ હૈયું ચહુ દિશ વિંટાઇ કફનશું.

પડેલાં, પીડેલાં, ચલિત દલિતો ને ઘરવનાં
અનાથો—તે સૌનો જીવતર બની બંધુ બનીને
ગરીબોનો બેલી ઇશુ પ્રગટિયો વિશ્વપ્રણયી,
અને આંસુધારે ટપકી, નહિ કારુણ્ય અટકયું;
પડેલાંને બાંયે પકડી ઉંચક્યાં પુણ્ય સ્વરગે.
ઉરે પેટી જ્યોતિ, નિજથી પ્રગટાવી સહુ ઉરે.

રહી નાચી સૃષ્ટિ નવ-ઉજમથી સંત જનની
દિશાઓ ઘેરીને ઉછળી ઉર ગંગા ભીંજવતી;

મહાકલ્યાણોર્મિ જગત જીરવી એ નવ શક્યું
ધપી જાતું વેગે વહન રૂંધવા, હાથ ખળિયા
શરીરી સત્તાના અધવચ ધર્યા ને રણ રચ્યું
સુકું ચોપાસે, ત્યાં અરર! ઉર ગંગા શમી ગઇ!!
ઉખેડી પેટાળો જડ, પ્રગટિયાં કો ઉર તણા,
નવાણોમાં મુંગી સમસમી રહી ગંજ કરૂણા.

ઇશુને જીવ્યે જે જગત હૃદયોમાં નવ વસ્યું.
વસ્યું કૈં તે એને ક્રુસ પર ચડયે; ને જગજને,
સુખે માણ્યા શોખો જીવનબલિ પેગંબર તણો,
પુજી, રોઇ, ગાઇ, પણ ન અકટાવ્યું ઇશુ-ઉર.
રચ્યા ધર્મો, ને ઉત્સવ ઉજવીઆ દિવ્ય બલિના,
મીઠો એનો કિંતુ હુકમ સહુના બંધુપણનો,
જગે ઓળી પીને અશમ ઉલટાવ્યાં વિષ ઉરે.

ઇશુ સૌ હૈયાંમાં ક્ષણ ક્ષણ ચઢ્યા ક્રૂસ ઉપરે!
ઘવાયેલા પ્રેમે અશ્રુત ભરિયું મૌન ડુસકું!
મહામૃત્યુસત્રો જગ ઉજવતું જંગ જગવી;
દુભાયેલા સત્યે ભરવું તિમિરે ચાલું ડગલું,
જગે પંથે છોને મરણ ક્રુસ રોપ્યા અડગ હો!
મહા કલ્યાણોને પથ કવણ શંકાભય?–અને
પ્રીરે પૃથ્વી તીરે પ્રભુવઉર ગાંધી ઉતરિયા.

અરે જાને બાપુ! નજર અમ સામી કરીશ મા?
પળ્યો જા તું તારે, જગકિચડમાં પાય ધર મા!
અમે પાપી ભુંડા સત સમજીયે, શે જીરવવું
પરંતુ એ?! જા તું! જય તુજ થશે સત્ય જીતશે.
અમારા પાપોની કરીશ પરવા ના લગીર તું,
શીરે લેવા જાતાં ગઠડી કચડાઈ તું મરશે.
અમોને પાપો તો કંઈક યુગથી કોઠે પડી ગયાં,
તું જેવા એકાકી ભડથી વળશે શું ઘડીકમાં?

થયું ડાહ્યું કાંઇ જગ; વહી ગઇ વીસ સદીઓ—
ન રોપ્યા કાષ્ઠોના કુસ સ્થુલ અરે કિંતુ પરખી
ઉપાડયા ગાંધીએ : 'દુરિત મરશે કે મરીશ હું.'
હુજારો મૃત્યુની કરપીણ વહેરી ઉરવ્યથા
અને મોઢે મોંઘું સ્મિત ફરકતું રાખી કુમળું
ઘડયું ગાંધીએ જીવન ચિર–કુસારોહણ સમું.

અરે એ સિંધુ શા ઉરની લહરી ફેનિલ સ્ફુરે
નિહાળી તે નૌકા જમીન તટ જાણી કયમ શકે
ઉંડાણે લાગેલા ભીષણ વડવાગ્નિ? નિશિદિનિ
પ્રવૃત્તિઓ જાણે જલધિધબકારે ઉછળતી.
ગળે મેલી ઘેલી જગની સરિતાઓ અણગણી;
ગભીરે એ હૈયે નિજની લઇને નાવ રમતાં
કરોડો નિ:શંકે. નિજ ઉરઝરાળો દૂર સુધી
વહાવી વર્ષાવે અમી હ્રુદય કેરાં અણખુટયાં.

અને આકાશી એ ગહન ઉરની શાંતિ દિસતી,
ન જુવે કો ઊંડે રતનકણુ જેવા દીપી રહ્યા
વિંઝાતા ગોળાઓ, મથન કરતા જે હ્રુદયનું.
વ્યથા ના જોવી ને ફકત ઉર આનંદ જ મહીં
જગે ભાગી થાવું. સત પુરુષ તો નિજ વ્યથા
વલોવી સૌ સામે નિજ સકળનો સાર ધરવો.

ગયા સિંધુ કેરૂં મથન કરવા દેવદનુજો,
વલોવી મેરૂથી જલધિજલનાં રત્ન અમુલાં.
અતિ નાચ્યા, રાચ્યા, તહીંજ વિષ હાલાહલ ચડયું,
દિશાઓ ઘેરીને પ્રલયપુર જેવું ઉમટિયું,
અને રત્નો ઘેલા સુરઅસુરથી ના વળી શકયું!
ઉમાશૃંગેથી ત્યાં શિવ ઉતરિયા સંયમવ્રતી
સુરક્ષ્યું ને પૂંઠે અમૃત ન મળ્યું તેની નવ તમા!

મળીને આજે એ સુરઅસુર આ માનવ તણા
વિશાળા સિન્ધુનું મથન કરતા સ્વસ્વહિતથી.
મળ્યાં રત્નો કે ના કવણુ કહુશે? કિંતુ દિસતાં
વિષો ઘોડા પૂરે જગ ઉભરતાં તે જીરવવા
ગજું શે એકાકી મનુજ તણુ? તોયે ધીરપથી
ધરે કોઠે ગાંધી સ્મિત ફરકતે સંયમવ્રતી

ન રે! તારે પંડે, જગત! વિષ દેવા જવું પડે
યથા ગ્રાંસે પૂર્વે સુકૃતુ કર પ્યાલી વિષ તણી
દીધી, ને ઘેલુડી પ્રભુપ્રણયમાં પ્રાણુ ધરતી

સુકંઠી મીરાંને દીધ વિષ કટોરી નૃપતિએ
ન એવું ગાંધી ને.–નિજ નજર તણી ચલવીને
લિયે ગોતી એ તો વિષહૃદયપ્યાલા, વિષ ચુસી
ભરી દે પાછા એ ઉર અમૃત પૂરી નિજ તણાં.

અસત્પુંજો, હિંસાદવ, હૃદયને બાળી દમતા,
વિકારો વંટોળી ઉર વિમલ પીંખેજ શતધા;
ગરીબી પાતાળે જન સબડતાં કોટિ કીચડે,
સ્વધર્મોના ભેદો જગવી અસહિષ્ણુ લડી મરે;
પછી શેં એકાકી દૂર કરી શકે પાપ ઢગલા?
વિણી વીણી ફેંકી દઇ ભીતરના ક્ષુદ્ર વિષયો
ઉભા ગાંધી પંડે સહુન કરવા સત્યવિતકો.

ઘવાયું જ્યાં કિંચિત સત, જખમ ગાંધી ઉર થયો;
નિચોવાયું હૈયું, કહીં જરીય જો પ્રેમ દુભવ્યો.
ગરીબીથી કંપી નિજ જીવન નિષ્કિંચન કર્યું,
ઉંચા નીચા ભેદે થરથરી લીધું દીન પડખું.
શકે કો એકાકી હૃદય, સહ્યું એથી કંઇગણું.
પથારી જે ભીષ્મે સમરબિચ પૂર્વે રચી હતી
સદા ગાંધીને તે મરણ શરશય્યા પર સુંવું!
જીવન ભર એ શેં જીરવવુ?

અરે શાને સાધો! તસુ તસુ મરે મોત? જગ કહે.
વદે સાધુ: 'તો કાં તસુ તસુ તમે સત્ય છુંદતાં?
અરેરે! નાનોશો જખમ પડતાં સત્ય ઉરને.
કશી ત્યાં લાખોની મુજ સરીખડાંની ઉરવ્યથા?

નિસાસો દે કંપી સત ઘડીક એથી જગતનાં
હજારો હું જેવાં મરણ અભિનન્દે વરદ એ'
'મર્યે' તારે જાણ્યું કયમ ઉગરશે સત્ય?' 'મરણે
હું જેવાને, એનું હૃદય રૂઝશે એ ન બસ શું?'
ઘણાએ જીવીને સતહૃદય ઠાર્યું, મરણથી
અને કૈંએ; આજે નહિ જ અભિનન્દી જીવનને
ન કે વન્દી મૃત્યુ, પણ ઉભય કેરી સમતુલા
રચી સામંજસ્યે ઇહ શરીરમાં બેય બળને
ધરી, જીવે ગાંધી પરમસતમાં; ને ક્ષણેક્ષણે
દિસે આયુર્દોલા જીવનમરણોમાં હિંચકતી.

હજારો બીજી કૈં ધરતી પરકમ્મા સૂરજની
કરે, ડુસ્કે રોવું તદપિ ન શમે, અંતરવ્યથા
તણા જ્વાલામુખી પ્રલયપળ ઝંખે અધીર થૈ,
તને મારે કહેવું કવિજન અરે તે સમયના!
અમારી સામે તું નજર કરવી રે ન ચુકજે.
જમાને તારે જો જગત–ઉર–લાવા સળગતા
ઉરે પોતા કેરે હસી ઠલવતા સંતજન હો,
કવિ! તો રેડીને જીવન નિજ ગાજે : 'જગજનો!
રિબાવી સંતોનાં હૃદય, કુરબાનીની પછીથી
તમે ગાશો ગાથા, રમત ક્રૂર એવી શીદ રમો
ન કાં પ્હેલેથી તો હૃદય પરખો સંતજનનાં

અમે આજે ગાતા ઇશુની કુરબાની; બસ થયું!
ન કાલે ગાંધીની જીવન બલિગાથા કવીશ તું?

ઉમાશંકર જોષી

# જીવનનો કલાધર

યુદ્ધ દાવાનળે દાઝયા તપેલા પૃથિવી તલે,
અમી વર્ષાવતી શીળી કોની આ પગલી પડે?

પુણ્યો ફળ્યાં ભારતની પ્રજાનાં!
અહો! મહા ભાગ્ય વસુંધરાનાં!
ગુલામ ઘેરે વહી મુક્તિગંગા!
ઉડે ધ્વજો અંતર સ્નેહ રંગ્યા!
કોના સુણીને સૂર આંસુભીના
ગળી જતી વિશ્વની ઘોર હિંસા?
ઉલેચવા પાપ યુગો યુગોનાં
શું ઊતરી મૂર્તિમતી અહિંસા?
અંગો બધાં સંયમથી રસેલાં,
કંગાલની હાય થકી ભીંજેલાં;
લંગોટીમાં કાય લઇ લપેટી,
ચાલે પ્રભુપ્રેરિત પ્રેમમૂર્તિ.
કલ્યાણના ચેતન બોલ બોલે
વેરી રહે પુષ્પિત પુણ્ય પુંજ.
બે કીકીઓ મંગલ દ્વાર ખોલે,
રચાય ત્યાં શીતલ સ્નેહકુંજ.
હસાવતું કોમળ મુક્તહાસ
આનંદ-વર્ષા-ઝડીઓ ઝરી રહે,
આંખે ભર્યો પ્રેમ તણો પ્રકાશ

ચમકાવતો માનવમેદની વહે.
ને અંતરેથી તપવારિ કેરા
અનેક ધાર ઊડતા ફુવારા.
સિંચે નવાં જીવનથી નમેરા
દુ:ખી ઉરોના રસશુષ્ક ક્યારા.
તૂટે યુગોની જડ શૃંખલાઓ,
ને ઊઘડે અંતરની કળાઓ;
ફાલે ફૂલે જીવનની સમૃદ્ધિ
ખીલી રહે સૌરભ આત્મશુદ્ધિની.
ઝીલી રહે શાશ્વત અંજલિએ
તૃષાપીડાતું જગ દિવ્ય પ્રેરણા.
અનેક કાને મધુરી સુણી રહે
અમીઝરી મંગલકારિણી વીણા.
ઝગી ઊઠે ભાવિની ભાગ્યલેખા
જ્યાં એ જગે અંતરપ્રેમ પાથરે.
મુખે તરંતી સ્મિત સૌમ્યરેખા
સંસારનો યુદ્ધ વિષાદ આવરે.

*

નિશાને ઘોર અંધારે પુષ્પની પાંદડી રડે,
પ્રભાતે સૂર્યનાં દર્શે નવાં તેજે હસી પડે,
ને લૂછે ઓસનાં બિંદુ, નચાવે મૃદુ પાંખડી;
એવી હર્ષે પ્રજા નાચે, હસે ચેતન આંખડી.

દેખીને તપઆંકેલું, પ્રસન્ન મુખ નિર્મળું,
જનમુખે ઝગે પ્રેમ, જાગે અંતરમાં પ્રભુ.

*

દુષ્કાળે વાદળાં કેરી જુએ છે વાટ ખેડૂતો,
જોતા'તા રાષ્ટ્રશક્તિની તેમ સૌ હિંદવાસીઓ.
ત્યાં દાદા–બાલ–લાલાની વર્ષી ચેતનવાદળી,
એટલાં જળથી કિંતુ દુગ્ધા ના દિલની ટળી.
એવે ચોદિશને ઘેરી ઝૂકી મેઘઘટા મહા,
દયાની હેલીઓ વર્ષ્યાં તમે, ને સૌ હસ્યાં અહા!
હસી, ફાલી, ફૂલી હર્ષે સર્વે માનવક્યારીઓ;
અનેરાં પ્રેમનાં તેજે ઝગી ઉર–અટારીઓ!

ટહુકી જગે ભારત કોકિલા, ને
મૈયાતણાં ગૌરવદુઃખ ગાયાં;
કલા કરી પૂર્ણ કલાવતારે
મૈયાતણાં સંસ્કૃતિ દૂધ પાયાં;
રેલી હતી ત્યાં લગી માતકેરી
હૈયા તણી સુંદરતા રસીલી.
તમે પ્રકાશ્યું શિવ સત્ય સુંદર
વિરાટ ઓ જીવનના કલાધર!

*

પિતા છો દિવ્ય ક્રાન્તિના, વિરાટ નવ યુગના,
ને છો માતા, અહિંસાની ગોદે જગ લપેટતા.
બંધુ છો સૌ ગુલામોના, દેવ છો દુખિયાં તણા,
આશા છો વિશ્વ આખાની, છો સર્વસ્વ જ હિંદના.
કદી તો મધુરી વેરો વાચા કોમલ મંજરી,
ને બજાવો કોઇ વેળા કરાલી રણ ખંજરી.
એ નાદે ઉરમંદિરથી નાસે સેતાનના ગણો;
હૈયે હૈયે તમે કીધાં પુણ્યનાં સમરાંગણો.

કંકાલને તાંડવ નૃત્ય શીખવ્યાં,
મૃત્યુ મહીં જીવન ઓળખાવ્યાં.
ને છૂટવા ભીષણ નાગ ચૂડથી
આપી તમે નિર્મળ પ્રેમબુટ્ટી.

*

ઝંઝાનિલો સૂસવતા વિકારના;
ગાજે તુફાનો ઘનઘોર કારમાં.
અકંપ ઊભા વચમાં અડોલ,
શમાવતા ઉચ્ચરી સ્નેહ બોલ.

*

અણુથીયે પિલાવાની છે હૈયામાં વિનમ્રતા
સુદામા–નરસૈયાની માણવી છે દરિદ્રતા.
ને ત્યાગમાં ભોગ અનેક માણ્યા,
સેવા મહીં સ્વાદ અખૂટ આણ્યા.

ઉદ્યોગની સુંદરતા પ્રિછાની
ખેતી અને વણકરી નિજ વૃત્તિ માની.
એવો પુરા સંત થયો કબીર,
વણ્યાં જતો ચાદર એ ફકીર.
વિરાટનાં ગીત અખંડ ગાતો,
ને મસ્તીમાં નિત્ય રહન્ત માતો.
કાં તો તમે યે નિત કર્મવીર,
કંગાલ કાજે દમતા શરીર.
અઠંગ છો સત્ય તણા પૂજારી;
ઉરે સદા જાગૃત કર્મયોગી
એ સત્યને સુંદર સુપ્રકાશે
અંધારની ખીણુ ઊંડી વળોટતા.
—ને કર્મમાં, અંતરને અવાજે
આત્મા તણી શક્તિ અમાપ ઢોળતા.
અજાત શત્રુ, સ્થિત પ્રજ્ઞ, સૌમ્ય,
ઝંખી રહ્યા બ્રહ્મચર્યેજ બ્રહ્મ.
નિષ્કામ ચર્યા નીરખી તમારી,
પ્રત્યક્ષ ગીતા જીવતી નિહાળી.
યોગી તમે ભારતવાસી હૈયે,
જન્મી ચૂક્યા છો જ કરોડ રૂપે.
જગજ્જનોનાં ઉરમાં તમારું,
શોભે સદા આસન દિવ્ય ન્યારું!

*

'સર્વમેધ સહાયજ્ઞે હોમ્યાં'તાં ભૂત માત્રને
વિશ્વરૂપ મહાદેવે,' કહ્યું એવું કવિજને;

સર્વમેધ મહાયજ્ઞે હોમી સર્વસ્વ માત્રને,
તમેયે આજ શોભો છો વિશ્વરૂપ જગદ્‌ગુરો!

*   *   *

વિરાટની વ્યોમ વિશે પ્રશસ્તિ,
કો આંકતી અંગુલિ તારકાક્ષરે,
લખે, લખે ને વળી રોજ ભૂંસતી,
ગીતા ગુણોની ન લખાય પૂરી.
ગાથા એવી સંતનીયે અધૂરી,
વીલી જતા માનવબોલીમાં લખી.

ઉમાશંકર જોષી

## રાષ્ટ્રયજ્ઞ

: મંદાક્રાંતા :

અતૃપ્તિનાં અચલ તપને પ્રાણનાં તેજ પાતો,
આશાવાદી અમર જગસ્વાતંત્ર્યનો કો' વિધાતા:
રૂઠેલા કો' પ્રલય સરખો મૃત્યુના ગીત ગાતો,
સંક્રાતિના નવસૃજનની પ્રેરણાનો પ્રણેતા.
શ્રદ્ધાકારો નિજ જીવનના ધ્યેયને દોરનારો,
પેખે છે એ ક્ષિતિજ પર સ્વાતંત્ર્ય કેરું પ્રભાત.
સંજોગોના સબળ ઘમસાણો વિશે ઘુમનારો,
અર્પે છે એ જીવનભરના યજ્ઞનો પુણ્ય તાપ.
સિદ્ધાંતોના જખમ ખમતો એકલો કાર્યપ્રજ્ઞ,
આરંભે છે જગતકુલમાં કર્મનો રાષ્ટ્રયજ્ઞ.

ઇન્દુલાલ ગાંધી

ન્યૂનતા માત્ર એ પૂણ્યમૂર્તિ મહીં
એક ખુંચી રહી આપણા હૃદયમાં :
ચળકતાં તેજનાં શૌર્યથી ઉછળતાં
ધબકતાં, નાચતાં જીવન ઉલ્લાસથી
પ્રાણચેતન નહિં મૂર્તિમાં સાંપડે !
મૂર્તિએ જડ અને સ્થૂલ અવયવવડે
રસિક અમ હૃદયમાં શૂળસમ સાલતી.

* * *

દેશના અત્રનવાં કો અહોભાગ્યથી,
જાગીને—ઊઠીને
હિંદના દીન ને દુઃખી સંતાનને,
આત્મ અભિમાનનાં, સ્નેહ ને ત્યાગના,
નીતિ ને શૌર્યના,
શબ્દસ્વાતંત્ર્યના પાઠ શીખાડવા,
મદભર્યા બ્રીટીશનાં રાજ્યના તંત્રના ક્રૂર ને કારમાં
લોહના બંધનો સત્વરે તોડવા
યુદ્ધમહી નોતર્યાં સાધુ ગાંધીએ.

* * *

નોતર્યાં યુધ્ધમાં
વિરલ પડકારથી,
ગીર જંગલતણા વ્યાઘ્રની ત્રાડથી,
વસિષ્ઠસમ યોગીના. શાંત સાગર સમા
સાધુની તેજમય હૃદયહાકલથકી
સકલ હિંદીજનો, દિવ્ય એ ગુર્જરી વાણીના સૂરમાં.

* * *

સૂણીને કારમી હાક નવજીવનની
વીર પંજાબના, બંગના બહાદૂરો;
દક્ષ દક્ષિણતણા મીર મદરાસના,
દેશ આખાતણા વીર વીરાંગના,
ઢોલ, ત્રંબાળુ ને દુંદુભિ નાદથી,
સજ થયાં આહૂતિ અર્પવા દેહની
દેશસ્વાતંત્ર્યની પરમ એ વેદિમાં.

* * *

સકલ ગુજરાતની મૂર્તિરૂપ વાણીમાં
ભકતશિરમોર જે,
સત્યના શસ્ત્ર ને નીતિના અસ્ત્રથી
રણમહીં ઘૂમતા શૂર ષણ્મુખસમા,
ભક્તિ ને ભાવમાં કૃષ્ણ સ્મરણાવતા,
ત્યાગ ને તપમહીં બુદ્ધસમ શોભતા,
સ્નેહ ને શાંતિમાં ઇસુ અવતારસમ,
દોરવા મનુજને તેજના માર્ગમાં
વિચરતા જગમહીં જગતજોગીસમા,
ભકતના વૃંદમાં ભકતશિરમોર જે,
અમર એ ગાંધીના પુણ્ય ચરણોમહીં
દીન શિર માહરૂં ભક્તિથી ઝૂકવું.

ધનસુખલાલ કૃ. મહેતા

## મંગલ શબ્દ

(ઉપજાતિ-વંશસ્થ-ઇંદ્રવંશા)

ત્યાં દૂરથી મંગલશબ્દ આવતો!
શતાબ્દિઓના ચિરશાંત ઘુમ્મટો
ગજાવતો ચેતનમંત્ર આવતો!

પ્રકાશના ધોધ અમોઘ ઝીલતી
ધપે ધરા નિત્ય પ્રવાસ પંથે;
ઝૂમી રહી પાછળ અંધકારની
તૂટી પડે ભેખડ અર્ધ અંગે.
વિરાટ ખોલી નિજ તેજઆંખ
કલ્યાણનો મંગલપંથ દાખવે;
એ તેજ પીને નિજ સૃષ્ટિ ખીલતી
જોતી ઘડી, એ વધતી ઉમંગે
અંગે લગાવ્યા હિમ લેપ શીળા,
જ્વાલામુખી કિંતુ ઉરે જ્વલંત!
મૈયા તણે અંતર શું હશે પીડા?
કે સૃષ્ટિ ચિંતા ઉરમાં અનંત?
વિશ્રામ કાજે વિરમે નહીં જરા
અકથ્ય દુઃખે અકળાય હૈડે!
ઉચ્છવાસથી વાદળ ગોટ ઊડે,
ને દૂર ફેલે જલનીલ અંચળા!
ભમે ભમે દુઃખ તપી વસુંધરા!
ડગો ભરે તેજ પથે અધીરાં!
એ તોય પૂરા ન થયા પ્રકાશ!

અંધારમાં આથડી ભૂતસૃષ્ટિ?
આ રક્ત રંગી પશુ પંખી પ્રાણી
પુકારતાં સૌ નખદંતનાશ.
ને લોહી પીને ઊછરેલ ઘેલી
આ લાડીલી માનવતા ધરાની
ઇતિહાસની ભૂલભુલામણીઓ
રચે, અને કંઇ જગવે લડાઇઓ.
ભોળી સ્વહસ્તે નિજ અંગ ચીરે
ને ભીંજતી આત્મ તણાં રુધિરે.
જગ્યાં કરે ચોદિશ કોટિ કલેશ!
શમે ન એ આગ અબૂઝ લેશ!
કો સિંચતા જીવનવારિ સંત
તોયે રહે પાવક એ ધગંત!
પેગામ દેવી પયગંબરો વદ્યા,
શમી ન એ ભીષણ વિશ્વવેદના!

ત્યાં દૂરથી મંગલ શબ્દ આવતો!
યુગો તણી કૈંક પડી કતાર
આવે ધ્વનિ એહની આરપાર;
'તું પાપ સાથે નવ પાપી મારતો?'
એ મંત્ર ઝીલ્યો જગને કિનારે
ઊભેલ યોગી પુરુષે અનેકે,
આરણ્યકોએ, ઋષિ મંડલોએ;
સુણેલ બુધ્ધે, ઇશુએ, મહાવીરે.
ન તોય નિદ્રાજડ લોક જાગ્યાં
ડુબી ગયો મંત્ર અનંતતામાં!

એ આજ પાછો ધ્વનિ સ્પષ્ટ ગાજતો
આ યુદ્ધ થાક્યા જગને કિનારે.
ગાંધી તણે કાન પડ્યો, ઉરે સર્યો,
ને ત્યાં થકી વિશ્વ વિશાળ વિસ્તર્યો.
યુગો યુગોની તપ સાધના ફળી!
જરી મહા અંતર વેદના શમી??
માસે માસે, અભિનવ હાસે,
ઊગે બીજકલા;
યુગે યુગે પયગંબર જાગે
ભાંગે જગ શૃંખલા.

ઉમાશંકર જોષી

## स्वागतम्

(ગાંધીજી ગોળમેજીથી પાછા આવતા હતા ત્યારે)

श्रुत्वा त्वन्नयशान्तिमन्त्रमपरं निःस्तब्धभूतं जगद्
हिंसास्त्राणि वृथेति सत्यमवनौ ज्ञातं च सर्वैर्जनैः।
त्वं देवोऽसि समस्तमानवकुले त्वं सेवको वै परः
शब्दे या तव शक्तिरस्ति महती स्वातंत्र्यदात्र्यस्तु सा॥
धन्योऽयं दिवसः प्रसन्नवदनाः सर्वे जना आगता
नार्यः कुंकुमवर्णयुक्तवसना अम्भोधितीरस्थिताः।
बाला अत्र तवप्रभावकरणैराकार्पिता मीलिता
हिंसाया जगदुद्धरन् जनगुरुः प्रत्यागतः स्वस्ति ते॥

बादरायण

# महात्मप्रशस्तिः

(स्रग्धरावृत्तम्)

यस्य भ्रूभङ्गमात्रं
हरति सुभयदां चण्डतां राजलक्ष्म्या
येनोक्तः शब्द एको
जनयति चलनं सुतलोके समस्ते ।
नाबद्धं येन देहे
प्रहरणमपरं वै क्षमामन्तरेण
सोऽयं स्वातन्त्र्यमूर्ति
र्जगति विजयते गांध्युपाह्वो महात्मा ॥१॥

सर्वेषां वन्दनीयः
प्रकृतिमलिनतादैन्यदुःखोपहर्ता
वाचा पीयूषवत्या
परवशपतितं लोकमुद्बोधयन्यो ।
दृष्टोऽसौ शुष्कदेह
स्तदपि मदचतां भूभुजां दर्पहर्ता
सोऽयं स्वातन्त्र्यमूर्ति
र्जगति विजयते गांध्युपाह्वो महात्मा ॥२॥

(अनुष्टुप्)

अहिंसाव्रतधारी यो राष्ट्रसेवापरायणः ।
निर्मलो निरहङ्कारो महात्मा वन्द्य एव सः ॥३॥

बादरायण



કવિતા (૨૧૦)

# महात्मप्रशस्तिः

(स्रग्धरावृत्तम्)

यस्य भ्रूभङ्गमात्रं
हरति सुभयदां चण्डतां राजलक्ष्म्याः
येनोक्तः शब्द एको
जनयति चलनं सुतलोके समस्ते ।
नाबद्धं येन देहे
प्रहरणमपरं वै क्षमामन्तरेण
सोऽयं स्वातन्त्र्यमूर्ति
र्जगति विजयते गांध्युपाह्वो महात्मा ॥१॥

सर्वेषां वन्दनीयः
प्रकृतिमलिनतादैन्यदुःखोपहर्ता
वाचा पीयूषवत्या
परवशपतितं लोकमुद्बोधयन्यो ।
दृष्टोऽसौ शुष्कदेह
स्तदपि मदवतां भूभुजां दर्पहर्ता
सोऽयं स्वातन्त्र्यमूर्ति
र्जगति विजयते गांध्युपाह्वो महात्मा ॥२॥

(अनुष्टुप्)

अहिंसाव्रतधारी यो राष्ट्रसेवापरायणः ।
निर्मलो निरहङ्कारो महात्मा वन्द्य एव सः ॥३॥

बादरायण